# બુદ્ધ અને મહાવીર

ભારતના બે ધર્મસંસ્થાપકો.

પ્રો. એર્ન્સ્ટ લોઇમાન લિખિત

જર્મન નિબંધ ઉપરથી

અનુવાદ કરનાર

નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ.

'પાટીદાર' મંદિર, આણંદ

પ્રકાશક

જૈન સાહિત્ય સંશોધક કાર્યાલય.

સ્થાન: ભારત જૈન વિદ્યાલય, પૂના સીટી.

વિક્રમ સં. ૧૯૮૧ ] પ્રથમાવૃત્તિ. [ ઈ. સ. ૧૯૨૫

# બુદ્ધ અને મહાવીર



## પૂર્વકાળ



જગતના એક મહાધર્મ તેમ જ ઓછી પ્રખ્યાતી પામેલા એના એક સહધર્મ ઉપર આપણે અહીં દૃષ્ટિ નાખી જઇશું. એનાં રૂપરંગ વિષે જ વિવેચન કરીને અટકીશું નહિ; પણ એની ભાવના અને ઉત્પત્તિ વિષે પણ કંઇક કહીશું. એ બંને ધર્મ પ્રાચીન આર્ય ધર્મના વિકાસ-ક્રમનાં પરિણામ હોય એવે સ્વરૂપે આપણને એ દેખાય છે અને એ રીતે બીજી ઇંડો-જર્મન પ્રજાઓના મૂળ ધર્મ સાથે-હોમરના અને પ્રાચીન જર્મનોના ધર્મ સાથે એમનો સંબંધ બાંધી શકાય.

ઘણા વાચકો તો આ પ્રસ્તાવ સાંભળીને આશ્ચર્યમૂઢ બની જશે; કારણ કે એમને મતે બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તો હોમરના ધર્મસિદ્ધાન્તોથી અને મૂળ જર્મન પૂર્વજોના ધર્મ સિદ્ધાન્તોથી છેક અળગા છે. પણ આ ધર્મો અને સિદ્ધાન્તો પોતાનાં ગીત, પ્રાર્થના અને કથાઓ રચવામાં જે ભાષાનો ઉપયોગ કરે છે એ ભાષાઓ પણ એક બીજાથી છેક અળગી હોય એવું દેખાય તો છે જ. ઇલિયડ કે ઓડેસી ઉપરથી કે એડા ઉપરથી કોઈ પણ માણસ હિંદુઓના સૌથી પ્રાચીન ગ્રંથ વેદને કે બૌદ્ધશાસ્ત્રોને નહિ જ સમજી શકે. અને છતાંયે એ સૌ ભાષાઓને અતિ પ્રાચીન સંબંધ છે. બહુ પ્રાચીન કાળે-ખ્રિસ્ત પૂર્વે ૩૦૦૦ ની લગભગ હોય-હિંદુ, ઇરાની, ગ્રીક, રોમન, જર્મન, સ્લાવ, કેલ્ટ વગેરે ઇંડો-જર્મન પ્રજાઓ વચ્ચે સંબંધ હતો. એશિયા અને યુરોપના સીમાપ્રદેશમાં કોઇક જગાએ એમનાં પાસપાસે ઘર હતાં, એ એક બીજાની બોલી સમજતા અને વળી ધર્મ ભાવનાઓમાં અને રીત રિવાજમાં પણ ઘણું સામ્ય ધરાવતા. બેશક એ વાતને હજારો વર્ષ વીતી ગયાં છે; પણ ભાષા અને ધર્મ એવી ચીકણી સંસ્થાઓ છે કે, સૌ ચીજોની પેઠે કાળે કરીને એ બદલાય તો છે જ, પણ હજારો વર્ષ પછી પણ એ પોતાના મૂળને કોઇને કોઇ રીતે ચોંટી રહે છે. અલબત્ત કાળ જેમ જેમ વધારે વીતતો જાય છે અને ફેરફાર જેમ જેમ વધારે થતો જાય છે તેમ તેમ એનું મૂળ જાણવું અને એમનો પ્રાચીન સંબંધ સમજવો કઠણ થઇ જાય છે.

આ જાણવાનું અને સમજવાનું વધારે કઠણ તો એટલા માટે થાય છે કે એ અહીં તહીંથી કંઇ વિચિત્ર રીતે જ ઢીલો પડી જાય છે. એવું પણ બને છે કે એક બીજી પરાઇ ભાષાની અસરથી, તેમજ એક ધર્મ બીજા પરાયા ધર્મની અસરથી બદલ જાય છે; એ ભાષામિશ્રણ અને ધર્મમિશ્રણનું એવું પરિણામ આવે છે કે ભૂતકાળને ઉકેલ આપનાર બધાં દોરા ગુંચવાઇ જાય છે. અને કોઇ પ્રજામાં ભાષાનો કે ધર્મનો વિકાસ કંઇક સ્વતંત્રભાવે અને પગલે પગલે થાય છે, ત્યારે પણ એવું બને છે કે તે પ્રજાની ગમે તો ઉપરની શ્રેણીના કે ગમે તો નીચેની શ્રેણીના લોકના શબ્દો રૂઢ રૂપ ધારણ કરે છે અને લોક જીવનમાંનો ધર્મ સ્પષ્ટ રૂપ ધારણ કરે છે; અથવા તો અમુક રૂપ ધારણ કરીને સંતોષ લે છે. એને અનુસરીને અમુક પ્રજાનાં ભાષા અને સાહિત્ય અમુક વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરે છે. જેમ કે, હિંદુઓના અને ઇરાનીઓના પ્રાચીન વિકાસમાં ધાર્મિકતત્ત્વે શુદ્ધ ધાર્મિક સ્વરૂપ જ લીધું, પણ હોમર અને પ્રાચીન જર્મનોના સંબંધમાં એ મહાકાવ્યમાં ઉતરી ગયું.

આ વસ્તુસ્થિતિનું પરિણામ એ આવ્યું કે વેદમાં દેવપ્રાર્થનાના મંત્રો જેવા આવ્યા તેવા હોમરમાં ના આવ્યા; અને પછીના કાળના ગ્રીકોમાં પણ આ પ્રકારની રચના ના જ આવી. જોકે બારેક વર્ષ પૂર્વે ઇજીપ્તમાથી આલ્કાઇઓસનું એક કાવ્ય મળી આવ્યું છે, તેને ભાવ અને છંદ અદ્ભુત-રીતે પ્રાચીન ભારતીય મંત્રોને મળતો આવે છે અને તે ઉપરથી જણાઇ આવે છે કે આવાં કાવ્યોનું રૂપ (ભારતીય છંદના સ્વરૂપને **त्रिष्टुभ्** કહે છે) પ્રાચીન ઇંડો-જર્મનોની દેવ-સ્તવનામાંથી ઘડાયું હતું.

આલ્કાઇઓસનાં ગીતમાં દીઓસ્કુરની પ્રાર્થના છે અને ગેર્કે એનો આમ અનુવાદ કર્યો છે. (ઇન્તર. મૉનાતશ્રીફ્ત ૧૯૧૭. પૃ. ૫૯૬ થી ).

> આવો અહીં, નક્ષત્રે શોભતા આકાશને ત્યજી
> પ્રકટ થાઓ અહીં, અને સહાયતા આપો,
> ઝેઉસ અને લેદાના બળવાન પુત્રો, કાસ્તર
> અને પૉલી દેઉકેસ !
>
> ત્વરિત ગતિના ઘોડાની પીઠે ચઢીને
> ભૂમિ અને સમુદ્ર ઉપર ફરી વળો,
> અને મૃત્યુની શીતલ જરા થકી
> માનવીને તારો તમે.

સત્વર વેગે મંદિરને શિખરે જાઓ,
દુવાના શિખર પ્રદેશને દૂરથી પ્રકાશો
અને રાત્રિએ અથડાતી શ્યામનૌકાને
આશા કિરણ આપો.

[ ત્યાર પછીના બે શ્લોકમાંથી માત્ર બે બે અક્ષરો જ મળી આવ્યા છે. દીઓસ્કુર સમુદ્રના તોફાનમાંથી બચાવનાર દેવો છે. સરખાવો H. Aymn. Hom. 336. ff અને Eurip. Helen. 1495. ff. વળી લિઓપોલ્ડ ફૅાન શ્રોઇડરના Arische Religion II ( ૧૯૧૬ ) પૃ. ૪૩૮–૪૫૮ માં આવેલા Die Dioskuren વાળું પ્રકરણ પણ જોવા જેવું છે. આલ્કાઇઓસના શ્લોક અગીઆર અક્ષરની ત્રણ અને છ અક્ષરની એક ( Hexameter ) છેવટની એમ ચાર પંક્તિઓના છે. વેદના શ્લોક અગીઆર અક્ષરની ચાર પંક્તિના છે. મૈત્રેય સમિતિ નામના મારા ગ્રંથમાં ( ૧૯૧૯ ) પૃ. ૧૫૮ થી, અગિઆર અક્ષરની પંક્તિની ઉત્પત્તિ સંબંધે વિવેચન કરવામાં આવ્યું છે, અને છ અક્ષરનું છેવટનું જે સ્વતંત્ર ટુંકું ચરણ છે તે વિષે તેજ ગ્રંથમાં ૧૩૬ મે પૃષ્ઠે અને ખાસ કરી New Metrik ( ૧૯૨૦ VWV ) નામના મારા લેખમાં વિવેચન કરવામાં આવ્યું છે. ]

આમ સંકટમાંથી તારનાર એ દીઓસ્કુર તે બે દેવો છે, તેમને હમેશાં યુગ્મ માનવામાં આવે છે અને સહાયતા માટે એમની ભેગી જ પ્રાર્થના કરવામાં આવે છે. ' ઝેઉસના પુત્રો ' એ એમનું નામ તે વેદમાંના **दिवो नपाता**ને મળતું આવે છે, અને વળી વેદમાં પણ એ બંને દેવ સંકટસમયે સહાયતા કરનાર મનાયા છે. આલ્કાઇઓસે કરી છે એવી રીતે એમની પ્રાર્થના સહાયતા માટે કરવામાં આવે છે અને એમણે કરેલી સહાયતાને કારણે એમનાં સ્તવન વારંવાર ગાવામાં આવે છે. વેદમાં કરેલા વર્ણન પ્રમાણે અદ્ભુત રથમાં બેશીને એ વિચરે છે અને ત્યારે એ **अश्विना** કહેવાય છે અને વળી **नाऽसत्या** ( **न असत्या** ) પણ કહેવાય છે, એટલે કે માણસ સુખેથી વિશ્વાસ રાખીને એમને શરણે જઇ શકે. એમના પ્રત્યે ઉચ્ચારેલા વેદમંત્ર આ પ્રમાણે છે ( જર્મન અનુવાદ ગ્રાસમાનનો છે. મૂળમાં અગીઆર અક્ષરની પંક્તિઓ છે, તેને અનુસરીને અનુવાદમાં પણ અગીઆર અક્ષરની પંક્તિઓ રાખી છે. )

મં. ૧. આવો, હે અશ્વિન, શ્યેનપક્ષીએ અંકિત
અ. ૧૭. રથમાં બેશીને તમે ભવ્ય સહાયક,
સૂ. ૩. તમારો રથ મર્ત્યના મન કરતાં યે ત્વરિત વેગ વાળો,
વાયુ કરતાં યે, ને એ ત્રિબંધુ છે, હે વીર. ૧

તમારા રથમાં બેશીને આવો, જે ત્રિવંધુ છે,
    તેમાં ત્રણ બેઠક છે, સારાં ગોળ પણ પૈડાં છે;
અમારી ગાયોને પુષ્ટ કરો, ઘોડાને ત્વરિત કરો,
    અમારાં માણસોને સબળ કરો, હે અશ્વિન. ૨

ત્વરિત રથે બેશી અહીં આવો
    અને આ પર્વતનો શબ્દ લેઇ લો,
નહિ તો પ્રાચીન ગાયકોએ તમને
    **ભીડમાં સહાયક** શાને કહ્યા હે અશ્વિન? ૩

હે અશ્વિન, તમને આ શ્યેન પક્ષીઓ લાવે છે,
    એ ત્વરિત પક્ષીઓ, જે રથને ખેંચે છે;
સ્વર્ગનાં ગીધ પક્ષી જેટલાં એ વિશ્વાસ પાત્ર છે,
    અને તમને નિશ્ચય યજ્ઞમાં લેઇ જાય છે. ૪

તમારા રથ ઉપર સૂર્યની કન્યા,
    એ યુવતી પરિપૂર્ણ આનંદે ચઢી,
અદ્ભુત રાતાં પક્ષીને વળી લાવનારા
    એ ત્વરિત અશ્વો તમને અહીં લાવે. ૫

ભવ્યતા દ્વારા તમે વંદન કરાવો છો
    શકિત દ્વારા રેલ કરાવો છો, હે વીર;
ભૃગુના પુત્રને તમે સમુદ્ર પાર લેઇ ગયા
    અને ચ્યવાનને ફરી યુવાન બનાવ્યો. ૬

અગ્નિના તાપમાં સમાઇ ગએલા અત્રિને,
    હે અશ્વિન, તમે તાજો કરી બળ આપ્યું;
અંધ થએલા કણ્વને, એની પ્રાર્થના સાંભળીને
    તમે ફરી એને આંખો આપી. ૭

નાશી જતા શયુની ગાયને હે અશ્વિન,
    તમે પ્રાચીન કાળે દૂધે ભરી કાઢી.
વર્તિકાની ભીડ તમે ભાગી,
    અને વિશ્પલાને નવી જંઘા દીધી; ૮

સાપને મારનારો ઇન્દ્રથી પ્રેરણા પામેલો,
  ખોંખારતો શત્રુને તોડી નાખનારો,
સબળ અંગવાળો અભિભૂતિએ ઉગ્ર
  એવો શ્વેત અશ્વ તમે એદુને આપ્યો. ૯

માટે અમે તમને હે સુજાત વીરો,
  સહાયતાને માટે પ્રાર્થીએ છીએ;
અમારી પ્રાર્થનાઓથી સંતુષ્ટ થઇને
  અમારા કલ્યાણને અર્થે રથે બેસી આવો. ૧૦

હે સત્ય પુરુષો, તાજા શ્યેનને વેગે
  અમારી પાસે આવો, હે સજોષ,
પ્રત્યેક પ્રભાતની ઉષાને ઉદયકાળે
  હવ્ય લાવીને તમને પ્રાર્થું છું હે અશ્વિન. ૧૧

આમ આવા પ્રકારના અમુક કેટલાક દેવ પ્રાચીન ભારતવાસીએ, પ્રાચીન ગ્રીકોએ, કંઇક અંશે પ્રાચીન રોમનોએ, પ્રાચીન જર્મનોએ અથવા ઇંડો-જર્મન પ્રજાના ઘણાખરા લોકોએ જે માન્યા છે, તે તેમના અતિ પ્રાચીન કાળના, ઇંડો-જર્મન પ્રજાના મૂળધર્મ-માંથી ઉતરી આવેલા છે.

ત્યારે, પ્રથમ તો આકાશનો દેવ તે જર્મનમાં Vater Zeus, ગ્રીકમાં ...... ......... લાટિનમાં Ju-piter ( Dju-pater ઉપરથી ) વૈદિક **द्यौः पिता** કહેવાય છે.

મળસ્કાની દેવી જર્મનમાં Leuchterin ગ્રીકમાં ...... લાટિનમાં Aurora, વૈદિકમાં **उषस्** કહેવાય છે.

સૂર્યદેવને જર્મનમાં Himmlische, ગ્રીકમાં ......... ગોથિકમાં Sauil વૈદિકમાં **सूर्य** કહે છે.

અગ્નિદેવને લાટિનમાં igni-s, પ્રાચીન શ્લાવમાં ogni, વૈદિકમાં **अग्नि** કહે છે.

વાયુદેવને જર્મનમાં Woutan અથવા Odin, વૈદિકમાં **वात** કહે છે; વેદકાળના આર્યો જેને **रुद्र** ( ભયંકર ) કહેતા તેને પછીના કાળના આર્યો મંગળ ભાષામાં **शिव** ( કલ્યાણકર ) કહેવા લાગ્યા.

યુદ્ધનો દેવ આદિમાં **मास्-मृत** ( મનુષ્યમારક ) હતો, તેમાંથી **मामृत्** થયો અને

તેમાંથી સામ્યાભાસને લીધે **मावृत्**, લાટિનમાં Mavort અને Mart વૈદિકમાં **मरुत्** કહેવાયો.

સ્વર્ગીય કળાધરને જર્મનમાં Elfen, ગ્રીકમાં Oppeus, વૈદિકમાં **ऋभु** કહે છે.

નશીબ ( હીંદમાં **दिष्टि** ભવિષ્ય ભાખવું ), મૂળે પ્રારબ્ધ, શ્લાવમાં Bog, વૈદિકમાં **भग** કહેવાય છે.

પ્રાચીન ઇંડો-જર્મન પ્રજાનો ધર્મ તે **પ્રકૃતિધર્મ** હતો. ચારે બાજુથી સૃષ્ટિમાં અનુભવાતી **શક્તિ** અને તેનાં **દૃશ્યો** તથા તેનાં પરિણામોથી આપણા પૂર્વજો આશ્ચર્યચકિત થતા અને તેને પૂજ્યભાવે નીરખતા, એમનામાં તેઓ કંઇક **ઉચ્ચ** અને **અલૌકિક, દૈવિક** અને **શાશ્વત** ભાવ આરોપતા, એમની સ્તુતિ અને પ્રાર્થના કરતા, મળેલા અને મળવાના લાભ માટે એમને નૈવેદ્ય ધરાવતા, સ્વર્ગીય અતિથિઓ હોય એમ એમનું આવાહન કરતા અને એમને ખાદ્યપેય ધરાવતા, અને એમના આશીર્વાદને માટે પ્રાર્થના કરતા. આમ પ્રકૃતિ **પૂજા** અને પ્રકૃતિ **સંસ્કાર,** અને એ સૌ કરતાં યે વધારે તો ગંભીર પ્રકૃતિ **ભાવના** એ આ ધર્મનું તત્ત્વ હતું. એમણે પ્રકૃતિ વિષેનાં કાવ્યો-ઐશ્વર્ય અને ભવ્યતા વિષેનાં તેમ જ વળી આકાશ અને પૃથ્વીમાંથી અનુભવાતા ભય વિષેનાં અને મનુષ્યના સુખદુઃખ વિષેનાં પ્રવણશીલ કાવ્યો રચ્યાં; જો કે આનંદે અપાતાં બાહ્ય અને અંતરતમ સમર્પણ સાથે એને સંબંધ નહિ પણ હશે; છતાં યે આ પ્રકૃતિપૂજામાં એમને કાવ્યો સ્ફુર્યાં. આ પ્રકારનાં સમર્પણ-નૈવેદ્ય અને સાથે સાથે જ સહાયતા માટેની પ્રાર્થના કે જે ધાર્મિક ભાવનું બાહ્ય સ્વરૂપ હતું, એણે કાવ્યનું સ્વરૂપ લીધું; અને આ ઉપરથી જણાઇ આવે છે કે આપણા ધાર્મિક કાવ્યોએ એ રીતે પોતાની જડ નાંખી.

આપણા ઇંડો-જર્મન ધર્મે પ્રાચીન ભારતમાં પોતાનો કેવો વિકાસ કર્યો, ધીરે ધીરે એમાં કેવા ફેરફાર થતા ગયા અને પછીના જુગમાં એવા સામાન્ય ધર્મથી સંતોષ ના થયે તેમાંથી જુદા જ પ્રકારનાં નવાં નવાં સ્વરૂપો કેમ વિકસ્યાં અને પરિણામે મહત્ત્વસ્વરૂપે બૌદ્ધ ધર્મ કેમ પ્રકટ થયો એ ક્રમ હવે આપણે તપાસીએ.

## ભારતનો પ્રાચીન કાળ

ત્યારે બૌદ્ધ ધર્મની સ્થાપના સુધીના પ્રાચીન ભારતના ધર્મવિકાસ ઉપર આપણે દૃષ્ટિ ફેરવી જઇએ. એ વિકાસને ઘણાં સૈકા-કંઇક ઇ૦ સ૦ પૂ૦ ૧૨૦૦ થી ઇ૦ સ૦ પૂ૦ ૫૦૦ જેટલાં સૈકાં-લાગ્યાં હતાં. એ જુગ આર્યોના **વિજયનો** અને **વિસ્તારનો** હતો. આપણી ઈંડો-જર્મન પ્રજા પશ્ચિમથી નિકળીને સિંધુનદી ઉપર આવી પહોંચ્યા પછી ધીરે

ધીરે ગંગાનદિની સપાટભૂમિ ઉપર આવી અને ત્યાંથી દક્ષિણમાં તેમ જ ઉત્તરમાં હિમાલયની ઉંચી ખીણોમાં વિસ્તરી. આમ એ સૈકાઓમાં ધીરે ધીરે એ મહાદ્વીપકલ્પનો મોટો ભાગ ઇંડો-જર્મન સાંસ્થાનિકોથી ભરાઇ ગયો. ત્યાં વસતા આદિ-વાસીઓના આ આર્યો પ્રભુ થઇ પડચા; પ્રભુ થઇ પડે એવી એમની શક્તિ હતી; કારણ કે એ પોતાની સાથે સંસ્કૃતિ–ઉત્કર્ષ–લેતા આવ્યા હતા. ત્યાર પછી સૌથી પ્રથમ સંસ્થાન સ્થાપનાનું મહત્કાર્ય શરુ થયું. ઈંડો–જર્મન પ્રજાનાં, પ્રમાણમાં નાનાં ટોળાં અસંખ્યાત આદિ-વાસીઓમાં ભળવા લાગ્યાં. ગૌરવર્ણ પ્રજા શ્યામવર્ણ પ્રજામાં ભેળાઇ અને મોટા વિસ્તારનાં રાજ્યો સ્થપાયાં; અને શ્યામવર્ણ પ્રજાના જે લોક ખુણેખોચરે ભરાઇ પેઠા નહિ, તે ગૌરવર્ણ પ્રજાના દાસ થઈ રહ્યા. આ વિજયનું અને સંસ્થાન સ્થાપનાનું પ્રાચીન કાર્ય ત્યાર પછીના નવા જુગમાં વળી નવે રૂપે પાછું મંડાયું પૂર્વ કાળની ઈંડો–જર્મન પ્રજા ધીરેધીરે પૂર્વકાળના આદિ વાસીઓની અંદર ભળી જઇને કંઇક શક્તિશાળી પ્રજા બની હતી ત્યાર પછી બીજીવાર ઇંડો–જર્મન પ્રજાના એક અંશે ફરી પાછો ભારત ઉપર અધિકાર પ્રાપ્ત કર્યો. અને જેમ આજના રાજ્યકર્તાઓ ભારત-વાસીઓથી છુટા જ રહે છે, તેમ એ બીજી વારની સંસ્થાન-સ્થાપનામાં પણ થયું. શ્યામ-પ્રજાથી ગૌરપ્રજાને દૂર રહેવાની અગત્ય લાગી; કારણ કે મિશ્રણથી અવનતિ થઇ હતી એમ અનુભવે જણાયું છતાં યે આ અવનતિ ત્રણ સૈકાંને અંતે સ્વાભાવિક રીતે જ થઇ ગઇ; પણ શરુઆતમાં એમાંથી બચવાનો પ્રયત્ન ગૌરપ્રજાએ કર્યો હતો, આ વર્ણસંકરતા અને અવનતિ સામેના વિગ્રહમાં રક્ષણરૂપે **જાતિભેદ**ની સ્થાપના થઇ. બેશક, ભારતમાંનો **જાતિ-ભેદ** આમ પ્રાચીન ભારતના સંસ્કૃતિવિકાસનું આવશ્યક અંગ હતું. અને આ જાતિભેદ તે પરિણામે એમના ધર્મનો સિદ્ધાન્ત થઇ પડયો; વેદમાંથી પછીના જુગમાં વિકાસ પામેલા એમના ધર્મસ્વરૂપનો એક મેરુ બન્યો; અને એ ધર્મસ્વરૂપને આપણે **બ્રાહ્મણધર્મ**ને નામે ઓળખીએ છીએ.

નૈવેદ્ય–સમર્પણ–બલિદાન એ આ ધર્મસ્વરૂપનો બીજો મેરુ બન્યો. આ નૈવેદ્ય કર્મ અમુક સ્વરૂપે સ્વાભાવિક રીતે પૂર્વે પણ હતું જ પણ વેદ પછીના જુગમાં એણે સ્પષ્ટ અને સંપૂર્ણ સ્વરૂપ ધારણ કર્યું; અને આર્યોના પ્રવાસકાળમાં ઉંચે ચઢેલો કાવ્યધ્વની ધીરે ધીરે લુપ્ત થતો ગયો અને કંઇક ગૂઢ કલ્પનાઓ તેમ જ કંઇક વ્યવસ્થિત નિર્ણયો ધર્મ ઉપર પોતાની છાપ પાડતાં ગયાં તેમ તેમ આ બલિદાન પુરોહિત સંપ્રદાયને બળે ધર્મક્રિયામાં પ્રધાન ક્રિયાનું સ્થાન પામતું ગયું.

પ્રાચીન વેદધર્મમાં જે કાવ્યધ્વની મુખ્ય હતો તે પોતાનું સ્થાન સાચવી શકયો નહિ. **આમ શાથી થયું ?** પ્રકૃતિનો સ્પષ્ટ અને ધ્વનિત ભય તથા પૂજા ટળીને આમ મૂગી

પ્રકૃતિ-ભાવના શાથી ઉદ્ભવી ? અનેકેશ્વર-વાદમાંથી એકેશ્વરનો ઉદ્ભવ શાથી થયો ? આ વિકાસમાં, એ જેમ આગળની દિશાનું પગલું હતું, તેમ વળી એ પાછળની દિશાનું પણ પગલું હતું. વિશ્વસમસ્તની–વિશ્વૈક્યની ભાવના થઇ એટલા પુરતું એ આગળની દિશાનું પગલું હતું; પ્રાચીન દેવસ્વરૂપની ભાવના ઉડી ગઇ અને તે ઉપરની આસ્થા ડુબી ગઇ એટલા પુરતું એ પાછળની દિશાનું પગલું હતું. પ્રકૃતિસમસ્તની ભાવના ઉદય પામી, આધારભૂત પાયારૂપે **आत्मन्** અને **ब्रह्मन्**ના વિકાસની રચના થઇ અને એ પાયામાં પૂજ્યભાવે ચણાઇ ગઇ. અને પછી પ્રાચીન કાળનું ભવ્ય દેવસ્વરૂપ માત્ર અર્ધ દેવસ્વરૂપ–અપાર્થિવ વ્યક્તિ સ્વરૂપ પામ્યું. વ્યવહારપ્રદેશમાંથી નિકળીને કલ્પનાપ્રદેશમાં પ્રવેશ પામ્યું.

માનવ સ્વભાવને નવું ખાદ્ય આણી આપનાર કંઇક વસ્તુને માટે ધર્મના નવા સ્વરૂપની ભૂમિકા કેવી રચાઇ એ સમજાયું હશે. ગ્રીક-રોમન પ્રાચીન જુગમાં પણ એ પ્રમાણે ફેરફાર થયો હતો, કારણ કે ત્યાં પણ સમય વીતને પ્રાચીન દેવભાવના સમજાતી બંધ થઇ ગઇ હતી અને ત્યાંના દર્શનશાસ્ત્રો વિશ્વસમસ્તમાં અને એનાં બધાં પ્રકારનાં સ્વરૂપોમાં આત્માનું આરોપણ કર્યું હતું. સમુદ્રે અને પર્વતોએ કરીને બાકીના જગતથી છુટા પડી ગએલા પ્રાચીન ભારતવાસીઓ કરતાં જુદી જ રીતે, પછીનાં પાંચસો વર્ષમાં, ભૂમધ્ય સમુદ્રની ચારે બાજુએની પ્રજાઓ સંબંધમા આવતાં ત્યાં વિકાસ થયો. અલગ પડી ગએલા ઉષ્ણ પ્રદેશ કરતાં ત્રીજા ખંડના સમશીતોષ્ણ પ્રદેશમાં માનવ-સ્વભાવનું નવું ફળ પ્રમાણમાં મોડું અને જુદી જ રીતે ફળ્યું. આ મોડેથી આવેલું ફળ સ્વાદિષ્ટ અને સ્વાસ્થ્યકર આવ્યું એમાં તો કંઇ શક જ નથી; અને પ્રાચીનકાળે અળગી પડી ગએલી સંસ્કૃતિથી જુદી જ રીતે એ નવું સ્વરૂપ વિસ્તાર પામતે પામતે હજી યે પોતાનું કાર્ય કર્યે જાય છે.

હવે આપણે પળેક વાર થોભીએ, અને ઇંડો-જર્મન જાતિનો અમુક ભાગ પ્રાચીન કાળે સમશીતોષ્ણ પ્રદેશમાંથી રસ્તો કરતો કરતો ઉષ્ણપ્રદેશમાં આવ્યો અને તેમાં યે વળી શ્યામ પ્રજાની વચ્ચે આવી વસ્યો ત્યાં એની ધર્મભાવનાનો કેવી રીતે વિકાસ થયો તે જોઇએ. બુદ્ધ અને મહાવીરનાં નવાં ધર્મસ્વરૂપ તે એવી રીતનું માનવસ્વભાવનું ફળ છે. એમ જણાય છે જે આ વિશિષ્ટ વસ્તુસ્થિતિમાં આપણા ફળમાં અમુક વિશિષ્ટ પ્રકારનો સ્વાદ, અમુક ભૂમિસ્વાદ,–પરદેશી ભૂમિનો સ્વાદ પ્રવેશ્યો. આ સ્વાદ તે અમુક વિશિષ્ટ પ્રકારનો અદ્ભુત મત છે; એ મત, બૌદ્ધ ધર્મ પૂર્વે હજારો વર્ષ ક્રમમાં ક્રમ ભારતમાં પ્રચલિત હતો અને બુદ્ધના સમયમાં લોકપ્રચલિત ધર્મમાં પ્રવેશ પામ્યો હતો. એ મત તે **પુનર્જન્મ**નો મત છે. આપણે તો પશ્ચિમની સંસ્કૃતિના વિકાસમાં ઉછર્યા એટલે આપણને એ મત છેક અલૌકિક લાગે, પણ બુદ્ધ અને તેનાં સમર્થના લોકોને એ કેવળ સ્વાભાવિક

લાગ્યો હતો; અને આજના હિંદુને પણ તે સ્વાભાવિક જ લાગે. આ મતનું મૂળ શોધવાને આપણે ભારતના આદિવાસીઓને બારણે જવું જોઇશે; જેમને ઇંડો-જર્મન પ્રવાસીઓએ જિતી લીધા હતા અને પોતાના ધર્મમાં ભેળવી દીધા હતા. પ્રાચીન વેદકાળમાં તો આપણી ઇંડો જર્મન પ્રજામાં પુનર્જન્મના મતનું કોઇ નામ નિશાન નહોતું. પણ છતાં યે પ્રાચીન ગ્રીકો મરણ પછીના જીવનને અને એવી પારલૌકિક વાતોને માનતા. વેદકાળના પછી કેટલાક વર્ષ વીતતે તો ભારતમાં એ મત સર્વત્ર વ્યાપી ગયો. આમ એ મત આદિ–વાસીઓનો મત હતો, ત્યાંની ભૂમિનો સ્વાદ એ ફળમાં આવ્યો હતો.

હવે ત્યારે પુનર્જન્મના મતમાં શો ભાવ રહેલો છે? એમાં બે ભાવ છે;–ઘણાખરા વિચારકો જણાવે છે એમ ધર્મના સિદ્ધ થએલા સ્વરૂપમાં એના બે ભાવ છે. એક તો, મૃત્યુ પછી જીવન ચાલુ રહેતું નથી, પણ બીજા કોઇ સ્વરૂપમાં રહે છે, અને મરનારનો આત્મા બીજી કોઇ યોનિમાં–માણસની કે કોઇ ઇતર પ્રાણીની યોનિમાં–અવતરે છે. એ મતનો બીજો ભાવ એવો છે–અને જે વધારે મહત્ત્વનો છે; ધાર્મિક વિચારકો જેને વધારે મહત્ત્વ આપે છે–તે એવો છે કે પુનર્જન્મના મત પ્રમાણે આજનું જીવન પુણ્ય ફળ કે પાપ ફળ પામશે અર્થાત્ પુણ્ય જીવો મરણ પછી સારો જન્મ પામશે અને પાપ જીવો કોઇ નબળો જન્મ પામશે. આમ પુનર્જન્મને આધારે વિશ્વ-વ્યવસ્થાની નૈતિક યોજના રચાય છે. સિદ્ધાન્ત એવો છે જે પુણ્ય જીવોને તેમ જ પાપજીવોને તેમના કર્મનાં ફળ આ જ જન્મમાં પૂરી રીતે મળી શકતાં નથી; આથી એવો જ તર્ક બાંધવો ઘટે કે આજ સુધીના જીવનને સાંધનારૂં બીજું નવું જીવન હોવું જોઇએ. વળી આ આખા મતને પરિણામે જીવનની વર્તમાન સ્થિતિનું કારણ પણ સ્પષ્ટ થાય છે; જીવે ગયા અવતારમાં જે પુણ્ય કર્મ કર્યાં હોય તે ઉપર એના આ જન્મના સારા ફળનો આધાર છે, અને તેવી જ રીતે આ જન્મનાં નબળાં ફળ તે ગયા જન્મનાં પાપકર્મને લીધે છે. એ મત પ્રમાણે અનેક જન્મ થાય છે અને એને પરિણામે વર્તમાન જન્મનું કારણ કેવું કલ્પાય છે એનું હાસ્યજનક ઉદાહરણ આપું. જ્યારે કોઇ અંગ્રેજ પોતાના કુતરાને ગાડીમાં બેસાડે છે; ત્યારે ચતુર હિંદુ આશ્ચર્ય પામશે અને કહેશે કે આ કુતરે એના પૂર્વજન્મમાં બહુ પુણ્યકર્મ કર્યાં હોવા જોઇએ જેને પરિણામે આ જન્મમાં એ ગાડીમાં બેસવા જેવું સુખ પામે છે. વળી પૂર્વજન્મને અનુસરતું સ્મરણ પણ હોય છે. જેને પૂર્વજન્મના મતમાં પુરેપુરી શ્રદ્ધા છે, તેનામાં દિવ્ય શક્તિ આવે છે, તેની કલ્પના અને વસ્તુસ્થિતિ વચ્ચેની સીમા ટળી જાય છે અને તેથી એને પૂર્વજન્મનું સ્મરણ તરી આવે છે; આવાં દિવ્ય સ્મરણે કરીને વર્તમાનસ્થિતિને એ સારી રીતે સમજી શકે છે;

એવી સમજને લીધે વર્તમાન સ્થિતિમાં સંતોષ માને છે. બુદ્ધ અને મહાવીરના સમયમાં જો કોઇ એક અથવા અનેક પૂર્વજન્મને સારી પેઠે સ્મરી શકે તો તે ધન્ય ગણાતું.

આમ પુનર્જન્મનો મત પરલોકને લગતો નૈતિક ધાર્મિક મત છે. પ્રથમ તો, એ આત્માની અમરતાનું પ્રતિપાદન કરે છે, કારણ કે મૃત્યુથી કંઇ જીવનનો અંત આવતો નથી; અને પછી, જગતની નૈતિક વ્યવસ્થાનું પણ પ્રતિપાદન કરે છે, કારણ કે જીવનું પ્રારબ્ધ એના કર્યા કર્મ ઉપર આધાર રાખે છે. આમ જાણ્યાં છતાં યે, ખરેખર આ મત આપણને અદ્દભુત અને વિચિત્ર લાગે છે. એ મતે લખચોરાસીમાં ફરતા માણસે પશુમાં જવું પડે, પણ આપણી ભૌતિક વિદ્યાને મતે તો પૃથ્વી ઉપરનું પ્રાણી–જગત સૌથી નીચેથી શરુ થયું હતું અને પશુ તથા મનુષ્ય વચ્ચે કશો તાત્ત્વિક ભેદ નથી. આપણે દૂરના અને અંતિમ આધારરૂપ આ પરલોકને નહિ માની શકીએ, અને તેથી આપણે આ લોકને મહત્ત્વ આપ્યું છે, તથા ઉચ્ચ અને સ્વતંત્ર ભાવનાને વસ્તુસ્થિતિના સાંકડા ખુણામાં દબાવી દીધી છે. આપણને એ સુંદર અને ભવ્ય લાગતું હશે, પણ તે માત્ર પોકળ છે અને ટૂંકી દૃષ્ટિનું છે.

બુદ્ધ પૂર્વેના ભારતમાંનો ધાર્મિક ઇતિહાસ તપાસતાં આપણે વિશિષ્ટ પ્રકારના ધર્મમતને બારણે–પુનર્જન્મના મતને–બારણે આવી પહોંચ્યા. ત્યાં આગળ નવી જીવનચર્યાના વિશિષ્ટ આશ્રમની ઓળખાણ થાય છે. વિધિ એવો છે જે ઉત્તરાવસ્થામાં માણસે જગતમાંથી જીવનને સંકેલી લઇને વનમાં જઇને વાસ કરવો જોઇએ વળી એવો પણ વિધિ છે જે વૃદ્ધાવસ્થામાં એણે ઘર વહેવાર પોતાના પુત્રોને સોંપી દેવો જોઇએ અને વનમા ચાલ્યા જવું જોઇએ. જીવનની ઉત્તરાવસ્થાનો જે આશ્રમ એનું નામ વાનપ્રસ્થ–વનમાં જઇ રહેવું તે–છે; અને એ આશ્રમમાં રહીને માણસે જે આધ્યાત્મિક સાહિત્યનો અભ્યાસ કરવાનો છે એને આરણ્યક–વનગ્રંથો–કહે છે. વળી વ્યવસ્થિત રીતે સ્થપાએલા મઠમાં કે વિહારમાં રહીને પણ જિજ્ઞાસુ અભ્યાસ કરતો. ભારતના સાધુસંઘમાંથી વિકાસ પામીને આ મઠ અને વિહાર સ્થપાયા હતા અને એમની સ્થાપના બુદ્ધ પૂર્વે થોડા જ સમયથી થવા લાગી હતી. વનમાં જઇને એકાન્તમાં રહેવાને બદલે વયોવૃદ્ધ પુરુષો કોઇ પ્રખ્યાત મઠમાં જઇ રહેતા ને પછી તે એ મઠના ગુરુ અને અધિષ્ઠાતા બનતા. એવો ઉલ્લેખ છે કે બુદ્ધ જ્યારે ઉપદેશ કરવા વિચર્યા ત્યારે આવા અનેક મઠાધિષ્ઠાતાઓ પોતાના શિષ્યમંડળ સાથે એમને શરણે ગયા અને એમનો પોતાનો સાધુસંઘ રચવામાં એમને સહાયક થયા.

ત્યારે, ભારતમાં પ્રાચીન મઠમાંથી વિકાસ પામીને સાધુસંઘ કેવી રીતે રચાયા એ આપણે જોયું પણ આ મઠને પણ પોતાનો વિશિષ્ટ ઇતિહાસ છે. વાચકને પોતાને ખબર

હશે કે હૅાઇચલાન્તમાં ( જેને અંગ્રેજીમાં જર્માન કહે છે તેનાં ) અનેક પ્રાન્તોમાં આવી પ્રણાલી છે. ગૃહપતિ જ્યારે ઉત્તરાવસ્થાએ પહોંચે છે ત્યારે પોતાનાં ઘરબાર જ્યેષ્ઠ પુત્રને સોંપી સંસારમાંથી સરી જાય છે; ભારતવાસીઓ જેને વાનપ્રસ્થ કહે છે એ આ અવસ્થાને કહી શકાય. હવે આપણામાં આ માત્ર સાંસારિક રૂઢિ, રિવાજ, પ્રથા રહી. ભારતમાં સૌ વસ્તુ ઉપર ધાર્મિક રંગ ચઢે છે, તેથી એ રૂઢિ ધર્મ પ્રદેશમાં પ્રવેશ પામી, એને ધાર્મિક વિધિ અપાયો અને વ્યવસ્થાએ કરીને પૂર્ણ વિકાસ આપવાના પ્રયત્ન થયા. આમ જે રૂઢિ પ્રાચીન ઇંડો-જર્મન પ્રજામાં હતી તે ભારતમાં જઇ ધાર્મિક વિકાશ પામી, તેમાંથી વાનપ્રસ્થ આશ્રમ ખીલ્યો અને તેમાંથી મઠ થયા.

સાંસારિક ધાર્મિકતાની સાથે સાથે જ જે પ્રાચીન વિકાસ થયો તેને પરિણામે ભારતમાં આમ સાધુજીવનની યોજના થઇ અને તેને અત્યંત મહત્ત્વ અપાયું. આ વિકાસથી બુદ્ધ તથા મહાવીરના ધર્મ સાથે ખ્રિસ્તિ ધર્મને ભાવનામાં મહત્ત્વનો વિરોધભાવ વિકસ્યો. પૂર્વના ધર્મ સંસારમાંથી પલાયનના, વૃદ્ધાવસ્થાના, ત્યાગના–ટુંકામાં સંન્યસ્તના–છે, પશ્ચિમનો ધર્મ સંસારકાર્યનો, યુવાવસ્થાનો, પુરુષાર્થનો, આશાનો–ટુંકામાં દેવળનો ધર્મ છે. બુદ્ધના અને મહાવીરના ધર્મમા મઠ–અથવા આપણા મઠને મળતું કંઇક–મધ્ય બિંદુએ છે. ખ્રિસ્તિ ધર્મમાં મધ્યબિંદુએ દેવળ છે.

## મહાવીર અને બુદ્ધ.

અત્યાર સુધીની ચર્ચાથી આપણે એ કંઇક જાણી શકીએ છીએ કે મહાવીર અને બુદ્ધના ધર્મો કયી ભૂમિકામાંથી સ્ફુર્યા. એમની પાછળના અંતર્પટમાં પ્રાકૃતિક શક્તિઓની ઇંડો–જર્મન વૈદિક ભાવનાની પૂજા છે–એટલે કે કાવ્યમય અનેકેશ્વર વાદ છે. આમાંથી અંદરની બાજુએ એકતા સાધવાના પ્રયત્નો થાય છે અને અદ્વૈતવાદની દિશાઓ શોધાય છે. ત્યારે વળી બહારની બાજુએ બળિપૂજાનું જોર થાય છે. સાથે સાથે સમાજમાં વર્ણવિભાગ પણ યોજાય છે. વળી વિકાસ થતે થતે પુનર્જન્મનો મત પ્રકટ થાય છે અને પ્રાચીન અભ્યાસને બળે આશ્રમ-સંસ્થાઓ અને સાધુજીવન વિકાસ પામે છે. આની સાથે બધા પ્રદેશોમાં ચંચળતા આવી જાય છે, નવા આદર્શો કલ્પાય છે–બધી દિશાઓમાં દૃષ્ટિ જાય છે, અને પરિણામે નવા આદર્શો યોજાય છે.

ક્રાઇસ્ટ પૂર્વેના છઠ્ઠા સૈકામાં નવનવા મતો પ્રકટી નિકળે છે. પુરોહિત સંસ્થાથી અને એના બલિધર્મથી કંટાળેલા અનેક વિચારકો તેમની સામે પોકાર ઉઠાવે છે અને એવો ધર્મ શીખવવાના પ્રયત્ન કરે છે કે જેથી એક બીજાની વિરુદ્ધ જતા અનેક મતોને એક સંપ્રદા-

યમાં ગોઠવી શકાય અને તેથી ધાર્મિક ક્રિયાઓને એક નવી જ ભૂમિકા ઉપર સ્થાપી શકાય. આવા અનેક ( મહાવીરના જમાઇ જમાલી, ગોશાલ, તિસ્સગુપ્ત, કાલામ, ઉદ્દક, આદિ-**અનુવાદક.**) વિચારકોનાં નામ આપણે જાણીએ છીએ, પણ આમાંના બે જ જણનાં નામ પ્રાચીન કાળના એ અંધકારમાં પૂર્ણ રીતે પ્રકાશી નિકળે છે. માત્ર આ બે જ એવા ધર્મસંઘ સ્થાપી શક્યા છે, જે આજ સુધી અખંડ પ્રવાહે ચાલતા આવ્યા છે, જેમાં એમના વિચારો અને આચારો પ્રબળ રૂપે કામ કરી રહ્યા છે અને જેમાં સૈકાંઓ જતાં ગદ્ય કે પદ્ય રૂપે હજારો સાહિત્ય-ગ્રંથો રચાતા રહ્યા છે. આ બે પુરુષો, એમના સ્થાપેલા અને આજ સુધી જીવતા રહેલા સંઘે કરીને અને એ સંઘને સાહિત્યે કરીને, આપણને સ્પષ્ટ રૂપે પ્રકાશ આપે છે અને દૂર દૂરના અંધકારમાં સૂર્ય સમાન પ્રકાશી રહ્યા છે; ત્યારે એમના સમયના બીજા ધાર્મિક આન્દોલન કરનારાને આપણે માત્ર પરોક્ષ રીતે અને અસ્પષ્ટ ભાવે જાણીએ છીએ, એટલે કે માત્ર ગ્રહ રૂપે જ પ્રકાશે છે.

## ૧. નામ નિર્દેશ.

આ બે મુખ્ય આત્માઓ કોણ હતા? આ બે ધર્મ સંસ્થાપકો કોણ હતા?. એ બંને પૂજ્ય નામોએ કરીને ઓળખાય છે: પહેલા ઇ. સ. પૂ. ૫૭૦ ના અરસામાં જન્મ્યા હતા અને **મહાવીરને**-એટલે કે મોટા વિજેતાને-નામે ઓળખાય છે, તથા બીજા ઇ. સ. પૂ. ૫૫૦ ના અરસામાં જન્મ્યા હતા અને **બુદ્ધને**-જ્ઞાનીને-નામે ઓળખાય છે. આવા જ પ્રકારનાં બીજાં નામો પણ એમનાં છે. એ બંનેને **અર્હન્ત** ( પૂજ્ય ), **ભગવન્ત** ( પ્રભુ ), અથવા **જિન** ( જિતનાર ) પણ કહે છે. તે ઉપરાંત મહાવીરની **તીર્થંકર** સંજ્ઞા અને બુદ્ધની **તથાગત** સંજ્ઞા બહુ લોકપ્રિય અને પ્રચલિત છે. તીર્થંકરનો શબ્દાર્થ **તારણહાર** એટલે કે મુક્તિને માર્ગે ચઢાવનાર એવો થાય છે અને ભાવાર્થ **માર્ગદર્શક** અથવા **ભોમિયો** એવો થાય છે; તથાગતનો શબ્દાર્થ **એમ ગયા તે**-એટલે કે **સાચે માર્ગે ચઢયા તે** એવો થાય છે અને તેથી તેનો ભાવર્થ **આદર્શરૂપ** અથવા **આદર્શભૂત** એવો થાય છે. આ બધાં નામ ઘણું કરીને એ બે ગુરુઓના પૂજકો ને શિષ્યો હમેશાં વાપરે છે. વળી કોઇ કોઇવાર જે જાતિમાં એમનો જન્મ થએલો તે જાતિના નામ ઉપરથી પણ એ ઓળખાય છે; અને એમાં ઉત્તમ કુળમાં એમના જન્મ્યાની ભાવના છે. મહાવીર જ્ઞાતૃકુળમાં અને બુદ્ધ શાક્યકુળમાં જન્મ્યા હતા, તેથી મહાવીરને **જ્ઞાતૃપુત્ર** અને બુદ્ધને **શાકયપુત્ર** કહે છે. અને ત્યાર પછી આ બીજી સંજ્ઞા શાક્યપુત્ર ઉપરથી બુદ્ધને વળી **શાકયમુનિ** (-શાક્યવિચારક) એટલે કે શાક્યકુળમાં ઉત્પન્ન થયેલા જ્ઞાની પુરુષ એમ પણ કહે છે. બુદ્ધ સંજ્ઞા ઉપરાંત આ સંજ્ઞા બહુ પ્રચલિત થએલી છે, અને

આપણા ધર્મસંસ્થાપકોમાં એ એ નામે વધારે પ્રખ્યાત છે. પણ વળી મહાવીરને અને બુદ્ધને એમના ઘરમાં વડીલો અને ભાઇ-બેનો અને મિત્રો કયે નામે બોલાવતા એ પણ આપણે જાણવું જોઇએ. મહાવીરનું નામ **વર્દ્ધમાન** (વધતા જતા) હતું અને બુદ્ધનું નામ **સિદ્ધાર્થ** (ભાગ્યશાળી) હતું. જ્યારે આપણે સંજ્ઞાઓ વિષે વિચાર કરવા બેઠા છીએ ત્યારે તો હજી એ પણ નક્કી કરવું જોઇએ કે મહાવીરના અને બુદ્ધના અનુયાયીઓ કયે નામે ઓળખાતા અને ઓળખાય છે. (લાટિન) ખ્રિસ્તુસ ઉપરથી ખ્રિસ્તિઆનુસ (ફ્રેંચ chretien) અને જર્મન ખ્રિસ્ત તથા મોહમદ ઉપરથી મોહમદનર શબ્દો જેમ આપણે યુરોપમાં યોજ્યા છે તેમ જ બુદ્ધ ઉપરથી એમના અનુયાયીઓને માટે **બુદ્ધિસ્ટ** શબ્દ યોજ્યો છે. ખુદ હિંદુસ્થાનમાં બ્રાહ્મણધર્મિઓ બુદ્ધના અનુયાયીને **બૌદ્ધ** કહે છે અને મહાવીરના અનુયાયીને એમના ઉપનામ **જિન** ઉપરથી **જૈન** કહે છે, જેને આપણે **જિનિસ્ટ** કહી શકીએ. મહાવીરના અનુયાયીને માટે હિંદુસ્થાનમાં વપરાતો **જૈન** તેમજ યુરોપમાં બનેલા **બુદ્ધિસ્ટ** શબ્દને અનુસરીને **જિનિસ્ટ** એ બંને પારિભાષિક શબ્દો આપણે હાલ વાપરીએ છીએ; અને તેવી જ રીતે મહાવીરના ધર્મ સંબંધે આપણે જ્યારે બોલીએ છીએ ત્યારે પણ **જૈનધર્મ** તેમ જ (જર્મન) **જિનિસ્મુસ** એ બે પારિભાષિક શબ્દો વાપરીએ છીએ.

આટલાં બધાં નામ જ્યારે હું ગણાવી ગયો ત્યારે વાચક કહેશે જે 'નામ તો રાખ ને ધુમાડો' છે. પણ છતાં યે અમુક નામ તો રાખ ને ધુમાડા કરતાં વધારે છે એમ એનું પારખું કરતાં જણાશે. **પૂજ્ય** અને **માર્ગદર્શક** જેવાં ઉપનામોમાં પણ ભાવ તો છે જ અને વળી જો સાચી રીતે સમજવામાં આવે તો **બુદ્ધ** અને **મહાવીર** એ મુખ્ય નામોમાં એથીએ વધારે ભાવ રહેલો છે.

બુદ્ધ એટલે જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એને આપણે **જ્ઞાની** કહીએ. મહાવીર એટલે કે મોટો વિજેતા એ નામ આપણુને બીજી જ દિશાએ દોરે છે. સાધુઓમાં વીર તો એ જ છે, જે સૌથી વધારે કષ્ટો સહન કરી શકે, જે તપશ્ચર્યામાં બહુ આગળ વધી શકે; એટલા માટે મહાવીરનો લગભગ અર્થ **મહાતપસ્વી** એવો થઇ શકે. પ્રાચીન ભારતમાં તપસ્ સંબંધે વિચાર થતાની સાથે **વીરસ્થાન** સંબંધે પણ વિચાર થતો જ, અને એનો અર્થ તપશ્ચર્યા થતો. એટલે કે વનમાં નિશ્ચળ બેસવું અને પોતે વીર રૂપે સિદ્ધ થવું તથા હવાપાણીનાં અને બીજાં કષ્ટોની કશી પરવા ના કરવી. સ્વાભાવિક રીતે જ આનો હેતુ એવો નહોતો કે પોતાનું વીરત્વ જગજાહેર કરવું, પણ કષ્ટથી પોતાના શરીરનું દમન કરવું. એટલા જ માટે બુદ્ધ એ **જ્ઞાની**, ને મહાવીર એ **મહાતપસ્વી**. અને તેથી એ બે મહાપુરુષોનાં લક્ષણમાં એકંદરે ખરી રીતે મોટો તફાવત તરી આવે છે. મહાવીર છેવટ સુધી ખરા તપસ્વી છે,

અને તપસ્ એ જ એમના ધર્મનો મૂળ ને મુખ્ય પાયો છે. બુદ્ધે પણ પોતાના સાધુજીવનનાં શરૂઆતનાં વર્ષોમાં આ દિશામાં પ્રયત્નો કરેલા; છ વર્ષ એમણે તપશ્ચર્યા આચરેલી. પણ પછી એમને જ્ઞાન થયું કે સંસારભોગ જેમ એક દિશાની પરિસીમા છે, તપસ્ તેમ બીજી દિશાની પરિસીમા છે. બંને પરિસીમાઓ છોડીએ તો વચલે માર્ગે સુંદર સત્ય મળી આવે એવું એમને જ્ઞાન થયું. આ જ્ઞાન ઉપરથી જ સિદ્ધ થાય છે કે એ બે પુરુષોમાં બુદ્ધ વધારે જ્ઞાની હતા અને તેથી સાચી રીતે જ એમને **જ્ઞાની** એ સંજ્ઞા પ્રાપ્ત થઇ છે; અને તેટલી જ સાચી રીતે એમના વૃદ્ધ સમકાલીન પુરુષને **મહાતપસ્વી** એ સંજ્ઞા પ્રાપ્ત થઇ છે.

## ૨. તપસ્ અને સમ્યક્.

ઇતિહાસક્રમે ચાલતાં આપણે પ્રથમ તપસ્ સંબંધે વિચાર કરીએ. મહાવીરે એ તપસ્ આખો જન્મારો આચર્યું, બુદ્ધે સાધુજીવનનાં પહેલાંનાં થોડાં વર્ષ આચર્યું. તપસ્ શબ્દમાં ભારત-વાસીઓની ભાવના અતિ વિશાળ છે. તેઓ બધા પ્રકારના ઉપવાસનો અને આત્મશાસનનો તેમ જ કાયક્લેશનો આ તપસ્માં સમાવેશ કરી લે છે. ઇંદ્રિયોને દમવી, સ્વાભાવિક લાલસાઓ અને આત્મચાંચલ્ય ઉપર વિજય મેળવવો, આત્માને સહનશીલ બનાવવો અને દેહના તેમ જ સંસારના વિલાસોની વાસનાઓની અને પ્રલોભનોની લાગણીઓથી મુક્ત થવું એ તપસ્નો આશય છે. અંદરનો પુરુષ ( આત્મા ) પોતાના ઉંચા પ્રયાસોથી પાર ઉતરવાને, ઇંદ્રિયોએ અને સંસાર જીવને કરીને ઉત્પન્ન થએલાં બંધનોથી બળપૂર્વક પોતાનું રક્ષણ કરવાને ઇચ્છે છે. ભારતવર્ષમાં તપસ્ને માટેના આ ઉંચા પ્રયાસોએ અનેક પ્રકારનાં સ્વરૂપ ધારણ કરેલાં છે. તપ અમુક પ્રકારનું પુણ્યકર્મ છે, અને એ રીતે અસ્વાભાવિક બળ આપે છે તથા પરલોકમાં ફળ આપે છે. મનુષ્ય જાતે કરીને સંયમ અને કષ્ટ ઉપાડી લે તો તેથી આ જન્મમાં પવિત્રતાની છાયા પામે છે ને મૃત્યુ પછી ઉંચા પ્રકારનું સુખ પામે છે. આ ભાવના આપણને આજે નવી જેવી લાગે ખરી, પણ છતાયે ઇંડો-જર્મન પ્રજાની પ્રાચીનકાળે બંધાએલી અતિપ્રાચીન ધર્મભાવનાને આધારે ઘડાએલી છે અને એનાં ચિન્હ પ્રાચીન જર્મન આચારોમાં પણ ઉતરેલાં છે. ઇંડોજર્મન લોક માનતા હતા કે જે આધ્યાત્મિક પુણ્ય જાતે ઉપાડી લીધેલા કષ્ટે કરીને કે એવે બીજે માર્ગે પ્રાપ્ત કરી શકાય છે અને ખાસ કરીને દુઃખ પડતાં પાપમુક્તિ—પારલૌકિક સહાયતાને આધારે—દેવોની સહાયતાએ પ્રાપ્ત કરી શકાય છે. લોકો પુણ્યને માટે કે પાપમુક્તિને માટે દેવો તરફ નજર કરતા અને સંકટથી રક્ષણ પામવાની આશા એમના તરફથી રાખતા. સંસારની નૈતિક વ્યવસ્થાને માટે દેવોની પ્રાર્થના કરતા, કારણ કે તેઓ એ વ્યવસ્થાના રક્ષક હતા. એ લોકો દેવો પ્રત્યેની આ સંકટ-પ્રાર્થના

ને ' દેવો ઉપર આગ્રહ' એ નામે ઓળખતા તથા પ્રતિજ્ઞા વડે એ આગ્રહ સફળ કરતા. પ્રતિજ્ઞા આ પ્રમાણે હતી; અમુક અમુક પુણ્ય પ્રાપ્ત કરવાની પ્રતિજ્ઞા લેઉં છું–અથવા પાપમુક્ત થવાની પ્રતિજ્ઞા લેઉં છું, ને તેમાં દેવોની સહાયતાની આશા રાખું છું.

'દેવો ઉપર આગ્રહ ' એવા ભાવના શબ્દો હજી ગ્રીક ભાષામાં છે: O'myumi Tou's Veovs દેવો સામે પ્રતિજ્ઞા લેઉં છું (? દેવોને શપથ–પ્રતિજ્ઞા દેઉં છું ? ); 'દેવો ઉપર આગ્રહ' ને માટે એ જ ભાવમાં સંસ્કૃત ભાષામાં **तम् अमीति–अम्**=ગ્રીક O'm એ શબ્દો છે. પ્રતિજ્ઞાને સંસ્કૃતમાં **सत्यकार** ( આમ કરીશ ) કહે છે.

અહીં આ સ્પષ્ટ કરેલી શ્રદ્ધા ઉપર જ માની લીધેલા દેવનિર્ણયનો આધાર હતો અને એ લોક માનતા કે પાપ મુક્ત થએલો આત્મા સંકટમાંથી મુક્ત થાય છે અને જેણે એને એ સંકટમાં આણી મુકયો હોય તે મૃત્યુ પામે છે. ઉપરથી સહાયતા મળે છે અને એને લીધે જ પુણ્ય, ત્યાગ, પાપમુક્તિ, પવિત્રતા વગેરે પ્રાપ્ત થઇ શકે છે એ શ્રદ્ધાએ ભારતમાં એવું સ્વરૂપ પકડયું કે અમુક અમુક પ્રકારનાં તપથી જ ઉંચાં કર્મો બંધાઇ શકે. પણ એમ તો કહી શકાય નહિ કે મહાવીરે અને બુધ્ધે પ્રત્યક્ષ રીતે આ ભાવના ઉપરથી પોતાની ભાવના રચી કાઢી. ઉલટું એ તો, તપથી પ્રાપ્ત થતી આ લોકની કીર્ત્તિને કાજે કે પરલોકના સુખને કાજે જે લોક તપ આદરે છે તે લોકને વખોડી કાઢે છે. ત્યાગથી અને કાયક્લેશથી આ લોકમાં કે પરલોકમાં સુખ પ્રાપ્ત કરવું કે આ લોકમાં કીર્ત્તિ પ્રાપ્ત કરવી એ એમનો આશય નહોતો, મુક્તિ એ જ એમનો આશય હતો. ભારતના તે સમયના ધાર્મિક દર્શનની એક નવી ભાવના–જેના સંબંધમાં મહાવીરે અને બુધ્ધે પણ વિચાર કર્યો છે એ ભાવના–મુક્તિ અથવા મોક્ષની ભાવના આગળ આપણે આવી પહોંચ્યા. પણ એ ભાવના વિષે આપણે સ્પષ્ટ રીતે વિચારીએ તે પહેલાં મહાવીરે અને બુધ્ધે તપ સંબંધે કેવી કેવી ભાવનાઓ બાંધેલી તે પ્રથમ વિચારી લેઇએ. બંને ઉત્તમ કુળમાં જન્મ પામ્યા હતા, બંને પોતાના જ કુટુમ્બમાં ઉછરીને મોટા થયા હતા અને બંને આશરે ત્રીશ ત્રીશ વર્ષના સંસારવ્યવહારથી છેક કંટાળી ગયા હતા, એવા કંટાળી ગયા હતા કે આખરે સાધુ થઇ ગયા; અને બંનેએ અતિ આતુરતાથી અને પોતાના પરિપૂર્ણ પુરુષાર્થથી તપશ્ચર્યા આદરી. પણ તપ એમને તો કસોટી પત્થર હતો. મહાવીર એમાં પાર ઉતર્યા અને એને અનુસરીને પોતાનો ધર્મ યોજ્યો; તપ એ જ એમની માર્ગદર્શક ભાવના થઇ પડી. એથી ઉલટું બુદ્ધ અનેક વર્ષની તપશ્ચર્યા પછી એની પાર નિકળી ગયા અને એમને એથીયે ઉંચા પ્રકારની માર્ગદર્શક ભાવના જડી આવી.

એ ભાવના એવી હતી, કે જેની ભારતમાં કોઇને ખબર નહોતી. બુદ્ધ ત્યાર પછી એ જ ભાવનાએ પ્રેરાયા અને એને અનુસરીને એમણે પોતાનો ધર્મ યોજ્યો. એમનો બધો આધાર માર્ગદર્શક ભાવના ઉપર હતો. કારણ કે નૈતિક સિદ્ધાન્તોમાં અને ધાર્મિક ભાવનાઓમાં તો મહાવીર અને બુદ્ધ બંને લગભગ સરખાં હતા; મુખ્ય વિષયોમાં તો એકમત જ હતા; એટલું જ નહિ પણ એમના સમયના બીજા વિચારકોના નૈતિક અને ધાર્મિક અભિપ્રાયો સાથે પણ એ બંને એકમત હતા. તે વખતના મુખ્ય ધર્મના–બ્રાહ્મણ ધર્મના–આચાર્યો પણ પોતાના નૈતિક અને ધાર્મિક મતોમાં આમનાથી બહુ જુદા નહોતા માત્ર આચાર્યો જ્ઞાતિભેદના સંકુચિતપણાએ કરીને અને યજ્ઞમાં પશુઓને મારી હોમવાના ધર્મે કરીને બંધાઇ પડયા હતા. એ જ ધર્મ આ સાધુઓને એકેવારે પાપકર્મ લાગ્યું, કારણ કે માણસની કે પશુની હિંસાને સૌથી ભ્રષ્ટ પ્રકારનું પાપ એ માનતા હતા.

આમ એમનો બધો આધાર માર્ગદર્શક ભાવના ઉપર હતો. આ ભાવના નીચે બીજી બધી ભાવનાઓને કેવી રીતે લાવી શકાય છે એ જોવું હોય તો મહાવીર તરફ દૃષ્ટિ કરવી. ‘ તું હિંસા કરતો ના ’ વગેરે પાંચ આજ્ઞાઓમાં પણ જે નીતિધર્મ નથી સમાઇ શકતો તે બધો નીતિધર્મ તપના કેન્દ્રબિંદુમાં સમાઇ જતો એમને દેખાયો. આહારમાં, વસ્ત્રમાં, અને અન્ય વિષયમાં જે જે સંયમ પાળવાની આજ્ઞાઓ બ્રાહ્મણધર્મને મતે તપની વિશાળ ભાવનામાં આવી જાય છે એ સૌની મહાવીર બાહ્ય તપમાં ગણના કરી લે છે, અને એ ઉપરાંત એવી ભાવનામાં બીજી કેટલીક કઠણ વાતો પણ ઉમેરે છે; બધા પ્રકારના આચારોથી અને વ્રતોથી તેમ જ વળી વીરસ્થાન કે જેને વિષે આગળ હું બોલી ગયો છું તે વડે પણ શરીરને કસવાની એ આજ્ઞા કરે છે. વળી આ વાત તો એમણે છેક નવી આણીઃ તપનાં આ બધાં ઓછાંવધતાં કઠણ બાહ્ય સ્વરૂપના જેવાં જ આન્તર તપનાં કેટલાંક સ્વરૂપો યોજ્યાં અને વિનય સેવા વગેરે સર્વસામાન્ય આચારો, તેમ જ ધ્યાન વગેરે સાધુઓને માટેના વિશેષ આચારો, પણ એમણે તપમાં મુકયા. એ ઉપરાંત જેને એ લોક આત્મસંયમ કહે છે અને જેને આપણે સર્વથા આન્તર તપમાં મુકવાનું કરીએ, એને મહાવીરે બાહ્ય તપમાં મુકયો છે. અને વળી એક પ્રકારે તો આપણને એમ લાગે કે તપમાં બાહ્ય અને આન્તર સ્વરૂપ વચ્ચેનો જે ભેદ કરેલો છે તે કંઇ છેક સાચો ભેદ નથી; છતાં તે બાબતની ટીકા કે ચર્ચા કરવા કરતાં તપનું આખું વર્ગીકરણ આપીશ અને છેવટનો નિર્ણય વાચકના હાથમાં છોડી દેઇશ. જૈનગ્રંથોમાં એ વર્ગીકરણ બે જગાએ આપેલું છે; પહેલા ઉપાંગમાં ( Abhandlungen für die kude des morgenlan des VIII 2, 1883, p. 38–44 ) અને પાંચમા અંગમાં.

બાહ્ય તેમ જ આન્તર તપ દરેકને છ છ અંગ છે. બાહ્યનાં આ પ્રમાણે છે.

૧ અનશન=અમુક ટંક સુધી ના ખાવું તે.

૨ અવમોદરિક=થોડું ખાવું તે, ભાવાર્થ કે આહાર, વસ્ત્ર વગેરેમાં આત્મસંયમ, વળી બહારના બીજા વિષયોમાં આત્મસંયમ ( એટલે કે આત્મશાસન ) અને બીજો કોઇ પણ કોલાહલ કરવામાં સંયમ·

૩ ભિક્ષાચર્યા=ભિક્ષા માગવા નિકળવું તે.

૪ રસપરિત્યાગ=સ્વાદ ઉપર સંયમ.

૫ કાયકલેશ=શરીરને કસવું તે, ભાવાર્થ કે આસનવાળી નિશ્ચળભાવે બેશી રહેવું, વલુરવું નહિ, થુંકવું નહિ, અને બધી શરીરક્રિયા ઉપર સંયમ રાખવો અને એમ કરીને કાયા કસવી તે.

૬ પ્રતિસંલીનતા=પોતાની અંદર ધ્યાન વાળવું, ભાવાર્થ કે બધા વિચારોને અને લાગણીઓને બને તેમ દબાવીને એકાન્ત સ્થળે અમુક સમય સુધી બેસવું તે. કાચબો જેમ પોતાના અંગ સંકોચી લે છે એમ માણસે સારા વિચારમાં ઉતરવાને માટે, બાહ્ય જગતમાંથી પોતાનું મન સંકેલી લેવું.

આન્તર તપનાં છ અંગ આ પ્રમાણે છે.

૧ પ્રાયશ્ચિત્ત=સારા થવાના વિચાર કરવા તે. ભાવાર્થ કે પસ્તાવો કરવો તે:

૨ વિનય.

૩ વૈયાવૃત્ય=સેવા કરવા તૈયાર રહેવું તે.

૪ સ્વાધ્યાય=અધ્યયન

૫ ધ્યાન.

૬ ઉત્સર્ગ=સંસારમાંથી આત્માને સંકેલી લેવો તે, ભાવાર્થ કે જન્મમરણની ઘટમાળાનું જે દુ:ખ, તેમાંથી અર્થાત્ સંસારમાંથી મુક્ત થવું તે.

આવી ભાવના ઉપરના બધા માનસિક પ્રયત્નો કંઇક અસાર અને કષ્ટ જનક લાગશે. અને તેથી વાચકના મન ઉપર વખતે આ આખા વર્ગીકરણથી સંતોષજનક અસર નહિ પણ થશે. પણ છતાં યે મહાવીરના અને પરોક્ષ રીતે બુદ્ધના વ્યક્તિત્વ વિષે તો ખાસ ખ્યાલ આવ્યા વિના નહિ જ રહેશે. મહાવીરને શારીરિક અને સાંસારિક પ્રલોભનોમાંથી બળપૂર્વક મુક્ત થવું છે, અને તેથી પોતાના બધા નૈતિક અને ધાર્મિક પ્રયત્નોને તપની ભાવના

નીચે એ આણી મુકે છે; વળી વિનયનો અને સદાચારનો સર્વસામાન્ય જે માનવધર્મ, તેને પણ એ આત્મસંયમમાં, આત્મશાસનમાં અને આત્મવિજયમાં આણી મુકે છે. ટુંકામાં કહીએ તો સૌ આત્મમાં લાવી દે છે. બુધ્ધે જ્યારે ધીરે ધીરે જોયું કે તપ એ તો એક મિથ્યા પરિસીમા છે, ત્યાર પછી એનો ત્યાગ કર્યો, અને તેથી એમણે મહાવીરની પેઠે સૌ વાતનો તપમાં સમાવેશ ના કર્યો; અને ના કરે એ તો દેખીતી વાત છે. એમણે પણ પ્રાયશ્ચિત્તની જરૂર માની છે, આત્મસંયમ અને આત્મશાસનની સ્તુતિ કરી છે; શરીરને કસનારી બધા પ્રકારના સંયમવાળી અને કષ્ટ દેનારી ક્રિયાઓ,–જેને લોક સામાન્ય રીતે તપ સમજતા અને જેને મહાવીરે બાહ્ય તપમાં મુકી છે એવી ક્રિયાઓનો—આત્મવિજયનો–માત્ર એમણે અનાદર કર્યો. પણ એમના પ્રયત્નોને બળે એમને એક નવી અને એથી સારી મહાભાવના-વધારે દયાભરી ભૂમિકા–જડી આવી અને એ જ સાચા મહત્ત્વની વાત છે. આને માટે માર્ગ દર્શક શબ્દ જે એમણે વાપર્યો, તે **તપસ્** નહિ પણ **સમ્યક્** શબ્દ છે અને એનો અર્થ યથાર્થ અથવા શુભ છે. સૌ વિચાર, સૌ ઉચ્ચાર અને સૌ આચાર યથાર્થ અથવા શુભ હોવા જોઇએ. ભારતમાં બધા વિચારોને વ્યવસ્થા પૂર્વક ગોઠવવાનો સંપ્રદાય છે, તેવી જ રીતે બુધ્ધે પણ પોતાના વિચારોના વર્ગીકરણની વ્યવસ્થા કરી છે–એમણે આઠ પ્રકારના **સમ્યક્**–વર્ગ પાડ્યા છે, પણ તે મહાવીરના બાર પ્રકારના **તપસ્**–વર્ગથી જુદી રીતના છે. સમ્યક્‌ના આ વર્ગીકરણને–અથવા એથી જે ભાવ સમજી શકાય છે એને **આર્ય અષ્ટાંગિક–માર્ગ** કહે છે. એ આ પ્રમાણે છે.

૧ સમ્યગ્–દૃષ્ટિ=યથાર્થ જોવું તે અથવા યથાર્થ આસ્થા.
૨ સમ્યક્–સંકલ્પ=યથાર્થ ઇચ્છા અથવા યથાર્થ નિશ્ચય.
૩ સમ્યગ્–વાક્=યથાર્થ શબ્દ અથવા યથાર્થ વચન.
૪ સમ્યક્–કર્મ=યથાર્થ કર્મ અથવા યથાર્થ પ્રવૃત્તિ.
૫ સમ્યગ્–આજીવ=યથાર્થ જીવનચર્યા અથવા યથાર્થ જીવન.
૬ સમ્યક્–પ્રયત્ન=યથાર્થ પ્રયત્ન અથવા યથાર્થ પુરુષાર્થ.
૭ સમ્યક્–સ્મૃતિ=યથાર્થ સ્મૃતિ અથવા યથાર્થ ભાન.
૮ સમ્યક્–સમાધિ=યથાર્થ ધ્યાન અથવા યથાર્થ આત્માનિમજ્જન.

ઉપર વર્ણવેલી સ્થિતિનું એક પરિણામ એ આવ્યું કે મહાવીરે અને એમના શિષ્યોએ તપને જે મહત્વ આપેલું તે બુધ્ધે અને એમના શિષ્યોએ ઓછું કરી નાખ્યું છે; અને તેથી જૈનો બૌદ્ધ સાધુઓના જીવનને વિલાસમય અને સાંસારિક લેખવા લાગ્યા. કારણ કે

એમ જણાય છે કે આ અભિપ્રાય અને અનુભવ ભારતમાં નિશ્ચયરૂપે પ્રસરી ગયો. અને એના પરિણામે આખરે બુદ્ધધર્મ પોતાની જન્મભૂમિમાંથી અદૃશ્ય થઇ ગયો. પણ બીજી બાજુએ એ જ જન્મભૂમિએ જૈનધર્મને આજ સુધી પાળ્યો-પોષ્યો છે. પછીના કાળના કોઇ જૈન લેખકે બૌદ્ધ ભિક્ષુઓની દિનચર્યા માટે નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યો છે:

मृद्वी शय्या प्रातर् उत्थाय पेयम् ।
भक्तं मध्ये पानकं चापराह्ने ॥
द्राक्षाखंडं शर्करा चार्धरात्रे ।
मोक्षश्चान्ते शाक्यपुत्रेण दृष्टः ॥

સુંવાળી પથારી, (તેમાંથી) સવારે ઉઠીને (કંઇક) પીવું,
બપોરે ભાત, અને પાછલે પહોરે (કંઇક) પાન કરવું.
અર્ધી રાતે દ્રાક્ષ અને સાકર (લેવાં)
(અને એ રીતે) છેવટે શાક્યપુત્રે મોક્ષ દેખ્યો.

## ૩. પ્રત્યેક બુદ્ધ અને બુદ્ધ.

આમ મહાવીરે બધો પુરુષાર્થ આત્મા ઉપર જ દાખવ્યો છે; એ માત્ર સાધુ જ ન હતા, પણ તપસ્વીયે હતા. પરંતુ બુદ્ધને સાચો બોધ પ્રાપ્ત થયા પછી એ તપસ્વી ના રહ્યા, માત્ર સાધુ જ રહ્યા અને પોતાનો બધો પુરુષાર્થ જીવનધર્મ ઉપર દાખવ્યો. એકનો ઉદ્દેશ એથી આત્મધર્મ થયો; બીજાનો લોકધર્મ થયો. બુધ્ધે પોતાનો ઉદ્દેશ આત્મધર્મમાંથી વિસ્તારીને લોકધર્મમાં આણ્યો અને તેથી એ વધારે પ્રખ્યાત છે, વધારે પૂજાય છે અને આપણી ભાવનાએ એ બે પુરુષોમાંથી બુદ્ધ જ ક્રાઇસ્ટની દિશાએ પ્રયાણ કરે છે.

આપણને જે એ મોટો ભેદ જણાય છે તે બીજા બધા વિષયમાં તરી આવે છે. એ બધા વિષયોમાં હવે આપણે સ્પષ્ટતા કરતા જઇશું. બુદ્ધની દૃષ્ટિ હવે લોકસમાજ તરફ વળી અને એમના અંતરને હવે સ્પષ્ટ રીતે લાગી આવ્યું કે માણસ પોતાના એકલાને જ માટે નથી, પણ સમસ્ત સમાજને માટે છે, એનું આત્મદાન બીજાઓના હિતને માટે છે, એનો આત્મભોગ સૌને માટે છે; આ એમનો ધર્મ મહાવીરના ધર્મથી સર્વથા અને સ્પષ્ટ રીતે અહીં જ જુદો પડે છે. મહાવીરના ધર્મમાં સૌથી ઉંચી ભાવના આત્મભોગની—આત્મત્યાગની છે. અને વળી બીજી બે સંજ્ઞાઓમાં-પ્રત્યેકબુદ્ધ અને બુદ્ધ એ શબ્દોમાં—પણ આ મોટો ભેદ સ્પષ્ટ તરી આવે છે: પ્રત્યેકબુદ્ધનો અર્થ 'પોતાને માટે જ્ઞાની' એવો થાય છે, અને બુદ્ધનો અર્થ 'સર્વને માટે જ્ઞાની' એવો થાય છે. એક જ્ઞાની મઠમાં જ રહે છે અને પોતાની આત્મશુદ્ધિની

પરવાથી જ સંતોષ પકડે છે; બીજો જ્ઞાની લોકસમાજમાં સંચરે છે અને ઉપદેશ તથા દૃષ્ટાન્ત વડે બધાની આત્મશુદ્ધિને માટે પ્રયત્ન કરે છે. હવે મહાવીરને પણ મઠવાસી–પ્રત્યેક બુદ્ધની સંજ્ઞા તો ના જ આપી શકાય; કારણ કે એ પણ લોકસમાજમાં વિહરતા હતા, બુદ્ધની પેઠે એમને પણ અનેક શિષ્ય હતા અને એમણે પણ સંઘ સ્થાપ્યો હતો. અને એ સંઘ સદા વિસ્તરતો રહ્યો હતો. ને જો કે એ ભારતની સીમા બહાર વિસ્તર્યો નથી; તોપણ ભારતમાં તો એ આજ સુધી જીવતો રહ્યો છે. એટલે જેમને આપણે પ્રત્યેક બુદ્ધ કહી શકીએ એ વર્ગમાં તો મહાવીરને ના જ મુકી શકાય. જે જ્ઞાની વાસ્તવિક રીતે પોતાના જ આત્માને માટે જીવે, જે કંઇ જ ઉપદેશ આપે નહિ, જે કોઇને શિષ્ય કરે નહિ, જે કોઈ સંપ્રદાય સ્થાપે નહિ, જે કોઇ સંપ્રદાયમાં પ્રવેશે પણ નહિ, જે સંસારમાં ચાલતા સંપ્રદાયોમાંથી શીખીને નહિ, પણ પોતાના અનુભવોથી ઘડાઇને નિર્ણયો બાંધે અને જે માત્ર તપસ્વી જીવન ગાળે એને જ પ્રત્યેક બુદ્ધ કહી શકાય. બેશક, આ રીતે મહાવીરને પ્રત્યેકબુદ્ધથી ઉંચે સ્થાને મુકી શકાય, અર્થાત્ જે વર્ગના પુરુષો પોતાના આત્માને માટે વધારે ચિંતા કરે છે અને વળી જેમના શિષ્યો આવી રીતે આત્મોદ્ધારને માટે જ પુરુષાર્થ કરે છે એ વર્ગમાં એમને મુકી શકાય. એવી રીતે પ્રત્યેક બુદ્ધ અને બુદ્ધ એ બેની વચ્ચેની શ્રેણી ઉપર મહાવીર હતા. એ સંકુચિત પ્રકૃતિના હતા, બુદ્ધ વિશાળ પ્રકૃતિના હતા. મહાવીર લોકસમાજમાં ભળવાથી દૂર રહેતા, બુદ્ધ લોકસમાજની સેવા કરતા. આ ભેદ કંઇક અંશે એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પોતના શિષ્યો જ્યારે પ્રસંગોપાત્ત બુદ્ધને જમવા નોતરતા ત્યારે તે જતા, પણ મહાવીર તો એમ માનતા જે સમાજજીવન સાથે સાધુને આવો સંબંધ ના ઘટે. પણ કંઇક અંશે આ ભેદ એ ઉપરથી યે વધારે સ્પષ્ટ થાય છે કે બુદ્ધ વિહાર કરતાં કરતાં જેની તેની સાથે વાતો કરતા અને પોતાના જીવનવિચારો અને જીવનઆચારોમાં ફેરફાર થતાં લોકને ઉપદેશ આપવાના અને તેમને ઉંચે લેવાના ભાવમાં પણ એ ફેરફાર કરી લેતા. માણસોથી દૂર રહેવાની વૃત્તિને કારણે તપસ્વી મહાવીરે સર્વજનના આત્માના ઉદ્ધારને માટે આવું કંઇ ના કર્યું હોત. આધ્યાત્મિક ઉપદેશ કરવાને માટે અને શિક્ષા આપવાને માટે જાણી બુઝીને કોઇ મનુષ્યને એમણે બોલાવ્યો હોય એવું જણાઇ આવતું નથી, અને જ્યારે કોઇ માણસ પોતાની મેળે ધાર્મિક ચર્ચા કરવાને માટે એમની પાસે આવતો, ત્યારે એની વિચારશ્રેણી સમજવાની એ ભાગ્યે જ પરવા કરતા, પણ માત્ર પોતાના મન્તવ્યના કઠણ સિદ્ધાન્ત પ્રમાણે આકરો ઉત્તર દેઇ દેતા.

આ વિષયોમાં બુદ્ધ કેવી પ્રણાલી ગ્રહણ કરતા એ એમના સંબંધેની અનેક કથાઓથી જણાઇ આવે છે. એમાંથી એક કથા અહીં આપું છું. એ કથાનું નામ શૃગાલ–શિક્ષા છે,

અર્થાત્ એમાં શૃગાલ નામે એક માણસને આપેલા ઉપદેશનું વર્ણન આવે છે. આ માણસ ગૃહસ્થાશ્રમી હતો, તેથી આપણા રિવાજ પ્રમાણે એને માત્ર શૃગાલ નહિ, પણ ભારતના રિવાજ પ્રમાણે શૃગાલ શેઠ કહેવો જોઇએ. છતાં યે નામ સાથે અહીં કંઇ લેવા દેવા નથી, માત્ર એ સંબંધે કંઇક કહેવું જોઇએ, કારણ કે કથાનું નામ એના નામ ઉપરથી પડ્યું છે. આપણો આ ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ આચાર-વિચારમાં ઉછર્યો હતો. એ ધર્મમાં પ્રકૃતિપૂજા બીજે સ્વરૂપે એવી રીતે ચાલતી આવતી હતી કે ઘણાક લોક સમસ્ત પ્રકૃતિની પૂજા કરવાને બદલે સંક્ષેપમાં જુદી જુદી દિશાઓની પૂજા કરતાઃ કોઇક લોક માત્ર નમસ્કાર કરતા, કોઇક લોક અમુક અમુક મંત્રો ભણતા, અને કોઇક લોક અમુક એક દિશામાં થોડી જલાગ-જાલ દેતા; ત્રીજા પ્રકારના લોકોને જૈનશાસ્ત્રોમાં દિશા—પોકિખય કહ્યા છે. આપણો આ ગૃહસ્થાશ્રમી પ્રથમ વર્ગનો પ્રકૃતિપૂજક હતો. છુટે કેશે અને ભીને વસ્ત્રે (ભીના વસ્ત્ર વખતે જલાગ્જલિનું ચિહ્ન હોય) હાથ જોડીને સવારના પહોરમાં ચાર વાર પૂર્વ તરફ, પછી દક્ષિણ તરફ, પશ્ચિમ તરફ, ઉત્તર તરફ એણે નમસ્કાર કર્યા, પછી છેવટે તેવી જ રીતે ચાર વાર આકાશ તરફ અને ચાર વાર પાતાળ તરફ મસ્તક નમાવ્યું. ભારતવાસીઓ અતિ પ્રાચીન કાળથી સામાન્ય રીતે છ અથવા દશ દિશાઓ ગણે છે; આપણી ચાર અથવા આઠ દિશાઓમાં આકાશ અને પાતાળ—દિશા ઉમેરી લેવાથી એ પ્રમાણે થાય. આપણો આ પ્રકૃતિપૂજક પોતાની પ્રાતઃપૂજા કરતો હતો તે જ સમયે બુદ્ધ એના ઘર આગળ આવી પહોંચ્યા. તે એની પાસે ગયા અને એ ક્રિયા એ શા માટે કરતો હતો એનું કારણ એને પુછ્યું. એણે ઉત્તર આપ્યોઃ 'મારા પિતાએ મને આમ કરવાનું શીખવ્યું છે અને મારા પિતાની શિક્ષાને હું માન આપું છું ને પૂજ્ય ગણું છું માટે હું આ ક્રિયા કરૂં છું.' બુદ્ધ માનતા હતા કે પ્રકૃતિપૂજાથી એવા સંસ્કાર બંધાય છે જેથી અંતે માણસનું અશુભ થાય છે, તેથી તે બોલ્યાઃ 'દિશાઓની પૂજા કરવા કરતાં કેવળ જુદા જ પ્રકારની છ ભાવના પ્રમાણે આચાર આચરવાથી માનવજન્મ સફળ થાય છે. એ છ સારા પ્રકારની ભાવના આ પ્રમાણે છેઃ માબાપને પૂર્વદિશામાં સ્થાપવાં, ગુરુ અને આચાર્યને દક્ષિણ દિશામાં, પુત્રદારા ને પશ્ચિમમાં, મિત્ર સંબંધીઓને ઉત્તરમાં, બ્રાહ્મણશ્રમણોને એટલે પવિત્ર પુરુષોને ઉર્દ્ધ દિશાએ અને દાસજનોને અધો દિશાએ સ્થાપવા. આમ બુદ્ધ રસ્તે જતાં મળેલા ગૃહસ્થાશ્રમીની—પ્રાચીન પૂર્વજોની પ્રકૃતિ પૂજામાં બંધાએલા ગૃહસ્થાશ્રમીની—ભાવનામાં ઉતરી જાણતા અને પોતાની માનવધર્મની ભાવના એને સમજાવી જાણતા એટલું જ નહિ પણ આપણી કથામાં આગળ આવે છે એમ આ છ ભાવનાને પરિપૂર્ણ કરીને એમાંથી આખી કર્તવ્ય શિક્ષા યોજી કાઢી અને વળી પરસ્પરને કર્તવ્યમાં જોડવાને માટે પણ નવા વિચારો આમ ઉમેર્યાઃ—

સંતાનોએ જ પોતાનાં માતાપિતાની સેવા કરવાની છે એમ નહિ,
    પણ વળી માતાપિતાએ પણ પોતાનાં સંતાનોની;
શિષ્યોએ જ પોતાના ગુરુઓની એમ નહિ,
    પણ વળી ગુરુઓએ પણ પોતાના શિષ્યોની;
પતિએ જ પોતાની પત્નીની એમ નહિ,
    પણ વળી પત્નીએ પણ પોતાના પતિની;
માણસે પોતાના મિત્રોની એમ નહિ,
    પણ વળી મિત્રોએ પણ એ માણસની;
શેઠોએ જ પોતાના સેવકોની એમ નહિ,
    પણ વળી સેવકોએ પણ પોતાના શેઠોની;
ગૃહસ્થોએ જ સાધુઓની એમ નહિ,
    પણ વળી સાધુઓએ પણ ગૃહસ્થોની.

અને આમ તારવી કાઢેલી એવડી આજ્ઞાઓમાંની દરેકને પછીથી બુધ્ધે-યાદ રાખવામાં અને સમજમાં ઉતારવામાં ઠીક પડે એટલા માટે ઉપમા રૂપે-પાછી પાંચ પાંચ ગણી વધારી અને તેથી એકંદરે છ ગણી દશ આજ્ઞાઓ કર્તવ્ય સંબંધે થઇ. ઉદારણ રૂપે એમાંની પહેલી દશ આપણે લેઇએ:

મા બાપોએ પોતાનાં સંતાનને
૧ પાપકર્મમાંથી વારવાં,
૨ પુણ્ય કર્મ તરફ વાળવાં,
૩ ભણાવવાં,
૪ પરણાવવાં, ( અને )
૫ વારસો આપવો જોઇએ.
અને સંતાનોએ એટલા માટે વિચારવું જોઇએ જે
૬ જેમણે મને પોષ્યો છે એમને હું પોષીશ,
૬ જેઓ મારે આધારે છે તેમના પ્રત્યે હું મારૂં કુટુંબકર્તવ્ય બજાવીશ,
૮ મા બાપના ધનનું હું રક્ષણ કરીશ,
૯ એમના વારસાને હું યોગ્ય થઇશ, ( અને )
૧૦ જ્યારે એ જશે ત્યારે હું એમને સ્મરણમાં રાખી પૂજીશ.

આમ આપણી એ કથાનો જે સારાંશ છે તે ગૃહસ્થાશ્રમી લોકોને ગૃહસ્થધર્મ શીખવવાનો છે. અને જે આર્ય–અષ્ટાંગિક–માર્ગ વિષે આપણે આગળ બોલી ગયા તે તો સર્વસામાન્ય ધર્મ છે, એટલે કે તે તો સાધુને અને ગૃહસ્થને બંનેને સરખી રીતે લાગુ પડે છે. બંને સ્થળે અંદરનો આત્મા તો એક જ છે; આ નવા વર્ગીકરણમાં પણ સમ્યક્ શબ્દનો ભાવ તો છે જ; માણસોનો પરસ્પરનો સંબંધ સમ્યક્ એટલે યથાર્થ અને શુભ હોવો જોઇએ.

## ૪. અહિંસા અને દયા.

ઉપર વર્ણવેલી કથાને અને તેમાંથી મળી આવતા કર્ત્તવ્યધર્મને વિચાર્યા પછી, મહાવીર અને બુદ્ધ એ બે મહાપુરુષો વચ્ચેના ભેદને વળી પાછો આપણે હાથમાં લેઇએ. એકમાં આપણે તપસ્ અર્થાત્ કાયકલેશ જોયું, બીજામાં સમ્યક્ અર્થાત્ યથાર્થ અને શુભ જોયું; એકમાં આપણે આત્મવિજય જોયો, બીજામાં આત્મભોગ જોયો; એકમાં આપણે સંકોચ અને લોકસમાજથી દૂર રહેવાની વૃત્તિ જોઈ, બીજામાં વિશાળતા અને લોકસમાજ પ્રત્યે મિત્રતાની વૃત્તિ જોઇ. એમનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે સમજી શકાય એટલા માટે હજી પણ એ દરેકની એક ભાવના વિચારીશું. મહાવીરે સદાસર્વદા વારંવાર અહિંસાની–કોઇ પણ જીવતા પ્રાણીને નહિ હણવાની–આજ્ઞા કરી છે. અહિંસાની–જીવ રક્ષણની–ભાવના એ એમનો સૃષ્ટ જગત્, મનુષ્ય અને પ્રાણી સાથેનો ઉંચામાં ઉંચો સંબંધ છે. એથી ઉલટું બુદ્ધધર્મનો પાયો એના આત્મભોગના આધારરૂપ દયા અને સહાનુભૂતિ ઉપર છે. બંને ધર્મના મૂળરૂપે આ એમની પોતપોતાની ભાવના સ્પષ્ટ રહેલી છે; મહાવીરની આગળ બુધ્ધે આ જે પગલું ભર્યું તેની એમના ઉપર સ્પષ્ટ છાપ પડે છે.

અહિંસા અને દયાની ભાવનાઓ ભારતના આ બંને ધર્મદર્શનોમાં બહુ ઉંડે સુધી છપાએલી છે અને આપણે હવે એ છાપ વિષે તપાસ કરીશું.

'તું હિંસા કરતો ના' એ સ્વાભાવિક રીતે જ ભારતમાં બહુ પ્રાચીન કાળથી એક મહાજ્ઞા ગણાતી આવી છે. પણ અદ્વૈતવાદ સ્થપાતાં અને પુનર્જન્મનો સિદ્ધાન્ત ઉભો થતાં જ પરિણામ એ આવ્યું કે એ આજ્ઞા ધીરે ધીરે એમ વિકાસ પામી કે કોઇ પણ પ્રાણીની હિંસા કરવી એ પાપ છે, કારણ કે પ્રાણીઓ પણ પુનર્જન્મ પામે છે અને એ જાતિમાં માણસનો આત્મા પણ અવતરે છે. બ્રાહ્મણધર્મમાં, યજ્ઞમાં પશુ હોમવાની ક્રિયાએ કરીને યજ્ઞપશુની હિંસા પવિત્ર થતી મનાતી, પણ દેવોની પૂજાને માટે થતી આ ક્રિયા પણ ધીરેધીરે અકાર્ય મનાતી ચાલી અને જેમ એક બાજુએથી બ્રાહ્મણધર્મનો સર્વસામાન્ય પ્રભાવ

નબળો પડતો ગયો, તેમ જ બીજી બાજુએથી એ ધર્મે પોતે જ પશુબળિની કીંમત ઘટાડવા માંડી અને પશુઓને બદલે પદાર્થો હોમવા માંડયા. મહાવીર અને બુધ્ધે પોતાની આજ્ઞાઓમાં આપણી આ આજ્ઞાને પ્રથમ સ્થાન શા માટે આપ્યું અને પ્રાણીમાત્રના જીવને બચાવવો એવું રૂપ એ આજ્ઞાને કેવી રીતે મળ્યું એની હવે સમજ પડી શકશે. પણ વળી નિશ્ચયપૂર્વક એવું પણ જણાયું છે કે આ બે મહાપુરુષો પૂર્વે, સાધુજીવનની વ્યવસ્થા બાંધનાર એક ધર્મસંસ્થાપકે પણ આ આજ્ઞાને પ્રથમ સ્થાન આપ્યું હતું. હવે અહીં એ મહાપુરુષ વિષે પણ વિચાર કરવો જોઇશે. સાધુસંઘને સ્થાપનાર આ પ્રાચીન આચાર્ય તે પાર્શ્વનાથ હતા. એમના શિષ્યો એમના નામ ઉપરથી **पार्श्वापत्यियाः** કહેવાતા. એમ લાગે છે કે મહાવીર જ્યારે થયા ત્યારે પાર્શ્વનાથ તો હયાત ન હતા, પણ એમનો સંઘ ચાલ્યો આવતો હતો અને પછી મહાવીરે સ્થાપેલા સંઘ સાથે તે ભળી ગયો હતો. મહાવીર પણ માનતા જે હું પોતે પણ પાર્શ્વનાથને પગલે પગલે ચાલું છું અને એમના ઉપદેશને વિસ્તારૂં છું તથા પરિપૂર્ણ કરૂં છું. આ આજ્ઞાને પરિપૂર્ણ કરવાને એ પાર્શ્વનાથને અનુસર્યા અને વળી આગળ ચાલ્યા. એ આજ્ઞાને અનુસરીને પાર્શ્વનાથે ચાર આજ્ઞાઓને તારવી કાઢી ત્યારે મહાવીરે એમાં પાંચમી ઉમેરી અને બુધ્ધે પણ એ પાંચ આજ્ઞાઓ પાળવાનું પોતાના શિષ્યોને કહ્યું છે. પણ દરેકમાં અમુક અમુક ભેદ છે.

પાર્શ્વનાથની ચાર આજ્ઞાઓ આ પ્રમાણે છે.

१ **सव्वाओ पाणाइवायाओ विरमणम्**=સર્વ પ્રકારની જીવહિંસાથી દૂર રહેવું તે,

२ **सव्वाओ मुसावायाओ विरमणम्**–સર્વ પ્રકારના મિથ્યાભાષણથી દૂર રહેવું તે,

३ **सव्वाओ अदिन्नादाणाओ विरमणम्**–ના આપેલી એવી કોઈ પણ વસ્તુ લેવાથી–અર્થાત્ સર્વ પ્રકારની ચોરી કરવાથી–દૂર રહેવું તે, અને

४ **सव्वाओ बहिद्धादाणाओ विरमणम्**–સર્વ પ્રકારના બહારના દાનથી દૂર રહેવું તે ( અર્થાત્ નિર્ધન રહેવું તે. )

બહારનું દાન ( **बहिद्धादाण** ) એટલે મૈથુન ( અર્થાત્ વીર્યદાન ) એવો પણ અર્થ કરવામાં આવેલો જણાય છે, પણ ' સર્વ પ્રકારના બહારના દાનથી દૂર રહેવું' એવો અર્થ સર્વસામાન્ય રાખવામાં આવેલો છે, અને દારિદ્રયવ્રતને અગ્રભાગ આપેલો છે. આમ પાર્શ્વનાથની આ ચોથી આજ્ઞા તે મહાવીરની ચોથી જ આજ્ઞાને નહિ પણ પાંચમીને પણ મળતી આવે છે. ખરી રીતે તો જૈન ભાવનાને અનુસરતો એ અર્થ છે.—પાર્શ્વનાથની આજ્ઞાઓની યાદીને **चाउज्जाम** (સં. **चतुर्-याम** જેને બ્રાહ્મણ ધર્મના **चतुर्-नियम** કહી શકાય ) કહે

છે. બુધ્ધે, અથવા તો **सामञ्ञफलसुत्त** માં બતાવ્યા પ્રમાણે ક્રમમાં ક્રમ બૌદ્ધશાસ્ત્રોએ એ આજ્ઞાઓનો અર્થ લીધો છે, મહાવીર પાર્શ્વનાથના **चाउज्जाम** ને ( બૌદ્ધ પરિભાષામાં **चातु-याम** ને ) વળગી રહ્યા છે; મહાવીરનાં શરુઆતનાં વર્ષોમાં એ પ્રમાણે થએલું નહિ, કારણ કે જૈન શાસ્ત્રોમાં દરેક સંબંધી શબ્દ મળી આવતા નથી.

મહાવીરની આજ્ઞાઓ આ પ્રમાણે છે.

૧ **सव्वाओ पाणाइवायाओ विरमणे**–સર્વ પ્રકારની જીવહિંસાથી દૂર રહેવું તે.

૨ **सव्वाओ मुसावायाओ विरमणे**–સર્વ પ્રકારના મિથ્યાભાષણથી દૂર રહેવું તે.

૩ **सव्वाओ अदत्तादाणाओ विरमणे**–ના આપેલી એવી કોઇ વસ્તુ લેવાથી–અર્થાત્ સર્વ પ્રકારની ચોરી કરવાથી–દૂર રહેવું તે.

૪ **सव्वाओ मिहुणाओ विरमणे**–સર્વ પ્રકારના મૈથુનથી દૂર રહેવું તે.

૫ **सव्वाओ परिग्गहाओ विरमणे**–સર્વ પ્રકારના પરિગ્રહથી દૂર રહેવું તે.

બુદ્ધની પાંચ આજ્ઞાઓ આ પ્રમાણે છે.

૧ **पाणातिपाता विरमणो**–જીવહિંસાથી દૂર રહેવું તે.

૨ **अब्रह्मचरिया विरमणी**–અબ્રહ્મચર્યથી દૂર રહેવું તે.

૩ **अदिनादाना विरमणी**–ના આપેલી વસ્તુ લેવાથી–અર્થાત્ ચોરી કરવાથી દૂર રહેવું તે.

૪ **मुसावादा विरमणी**–મિથ્યાભાષણથી દૂર રહેવું તે.

૫ **सुरा-मिरय-मज्जा-पमादट्ठाना विरमणी**–દારૂ પીવાથી, બેદરકારીથી, મિથ્યા આરોપ કરવાથી દૂર રહેવું તે.

ઉપર જણાવેલી આજ્ઞાઓનો મૂળ ભાવ જ નહિ પણ એમનો અર્થ પણ દરેક વાચકને વખતે વિચિત્ર અને નવીન લાગશે. અમુક અમુક કરવાથી ' દૂર રહેવું તે ' એને નકામું અને દોઢ ડાહ્યું લાગશે. માટે કહેવું જોઇએ કે આપણે સૌ યાહુદી અને ખ્રિસ્તિધર્મને બળે એ આજ્ઞાના ત્યાર પછીના સ્વરૂપ વડે ઘેરે રંગે રંગાએલા છીએ. સ્પષ્ટ શબ્દોમાં આપણને આજ્ઞા થઇ છે જે ' તું હત્યા કરતો ના ' અથવા ' તું ચોરી કરતો ના ' અને એવી બધી આજ્ઞાઓમાં અને આ જુના કરારમાંની આજ્ઞાઓમાં એ જ ભાવ બરાબર તરી આવે છે–એટલું જ નહિ પણ આજ્ઞાઓ જેમ વિકાસ પામતી ગઇ છે, તેમ એમાંના ભાવ પણ વિકાસ પામતા

ગયા છે. જ્યારે ક્રાઇસ્ટે ઉમેર્યું જે "તારી વાણી હા-હા-ના-ના હોય, એથી જે વધારેનું તે ભુંડામાંનું છે." અથવા તો જ્યારે એણે સ્પષ્ટ કર્યું જે "એમ પણ કહેવામાં આવ્યું છે કે તું વ્યભિચાર કરતો ના, પણ હું તો તમને કહું છું કે જે કોઇ અમુક સ્ત્રી તરફ મોહ દૃષ્ટિથી જુએ છે, એણે પોતાના હૃદયમાં એની સાથે વ્યભિચાર કર્યો જ છે;" ત્યારે એમાં એ વિકાસ સ્પષ્ટ રીતે તરી આવતો જણાય છે. ભારતના ધર્મ સંસ્થાપકો પોતે ગમે એટલા આતુર હોય છતાંયે એક વાતમાં પશ્ચિમ એશિયાના ધર્મસંસ્થાપકોથી જુદા પડયા છે એની તો આપણે ના પાડતા નથી; અને તે એવી રીતે કે એમની આજ્ઞાઓ ઉપદેશ પુરતી અને પ્રાચીનતાએ કરીને ઢીલી પડી ગએલી છે ત્યારે યાહુદીઓની અને ખ્રિસ્તીઓની આજ્ઞાઓ પળાવવાની અને તાજી છે. અલબત્ત, એમાંની કેટલીક આજ્ઞાઓ યાહુદીઓની અને ખ્રિસ્તિઓની જેવી જ સબળ અને દૃઢ રહી છે, કારણ કે એ સાધુઓએ પાળવાની છે. ભારતના ધર્મસંસ્થાપકોએ પોતાના સંસારી શિષ્યોને માટે જાણી જોઇને છુટછાટ રાખી છે. ઉદાહરણ લઇએ તો પાર્શ્વનાથે અને મહાવીરે પોતાના શ્રાવક શિષ્યોને માટે એ આજ્ઞાઓ ઢીલી કરી નાખી છે અને માત્ર સ્થૂલ હિંસા, સ્થૂલ મિથ્યાભાષણ, સ્થૂલ ચોરી અને સ્થૂલ મૈથુનથી દૂર રહેવાની એમને આજ્ઞા કરી છે. પ્રથમની સખ્ત આજ્ઞાઓમાં જ્યાં **सव्वाओ** (સર્વ પ્રકારના) શબ્દ મુકયો છે એને બદલે આ આજ્ઞાઓમાં **थूलाओ** (સ્થૂલ) શબ્દ મુકયો છે.

આપણે અત્યાર સુધી જે જોઇ ગયા તે સંબંધમાં વાસ્તવિક રીતે તો પાંચ આજ્ઞાઓમાંની પહેલી જ જીવહિંસાથી દૂર રહેવા વિષેની જ-આજ્ઞા આપણી ચર્ચાને માટે વધારે મહત્ત્વની છે. મહાવીર અને બુદ્ધે જે સ્વરૂપમાં એ આજ્ઞા મુકી છે તેથી પણ એ બે પુરુષો વચ્ચેનો ભેદ નવેસરથી તરી આવે છે. બેશક બંને જણ પ્રથમ સ્વરૂપે તો પ્રાણીનો અને માણસનો જીવ બચાવવાની સરખી રીતે આજ્ઞા કરે છે, અને ત્યાં સુધી તો એ બંને સમાન ભારત-ભૂમિકા ઉપર છે. પણ ત્યાર પછી મહાવીર-અને એ એકલા જ-પોતાને માટે અને પોતાના અનુયાયીઓ માટે એ ભૂમિકાને બહુ ઉંચે લેઇ જાય છે. કારણ કે એ આ આજ્ઞાને બુદ્ધ અને બીજાઓ કરતાં વધારે તીવ્ર બનાવે છે અને પળાવવાને વધારે આગ્રહ કરે છે. અદ્વૈતવાદના મતનો આશ્રય લઇને સમસ્ત પ્રકૃતિમાં જીવનું એ આરોપણ કરે છેઃ માણસોની અને પશુઓની જ નહિ પણ વનસ્પતિની અને અન્ય તત્ત્વોની-જળ. વાયુ, અગ્નિ અને પૃથ્વીની-પણ બને ત્યાં સુધી હિંસા નહિ થવી જોઇએ; જીવવાળાં કે જીવ વિનાના દેખાતાં એ કોઇને હણવાં નહિ, એમનો દુરુપયોગ કરવો નહિ કે એમને બગાડવાં નહિ. ખાસ કરીને એથી યે ઝીણા અને સૌથી ઝીણા જંતુઓને મરતાં અને દુઃખ પામતાં બચાવવાં જોઇએ અને

એટલા માટે જમતાં પાત્રનો ઉપયોગ કરવો જોઇએ, મ્હોં આગળ મુહપત્તી રાખવી જોઇએ, પ્રવાહી પદાર્થો ગળણીથી ગાળવા જોઇએ, જમીન સાફ કરવાને માટે રજોહરણ રાખવો જોઇએ અને એવી બીજી સંભાળ રાખવી જોઇએ. ઉપર ઉપરથી જોતાં તો એમ લાગે જે પાત્ર વગેરેનો આ ઉપયોગ મહાવીરના ધર્મમાં ફરજીઆત છે તે એનો ઉપયોગ કરનારના રક્ષણને માટે છે, કારણ કે એથી ઝીણી અને ભાગ્યે જ જોઇ શકાય એવી અસ્વચ્છ વસ્તુઓ શ્વાસમાં અને પીવામાં લેવાથી બચી જવાય અને જમીન ઉપરથી એવી જ અસ્વચ્છ ચીજો ને પોતાને માટે સાફ કરી શકાય. પણ ખરી રીતે તો જુદા જુદા પ્રકારની સ્વચ્છતાના ધાર્મિક સિદ્ધાન્તો માત્ર આત્મરક્ષણને માટે જ યોજાયા નથી, પણ સૂક્ષ્મ જંતુઓને માટે પણ છે. કારણ કે પાત્ર વગેરેનો ઉપયોગ ના થાય તો જંતુઓને હાનિ થવાનો સંભવ છે, એટલા માટે સર્વ પ્રકારની જીવહિંસાથી દુર રહેવાની આ જે આજ્ઞા તે વિચાર કરતાં ઘણું ઉંચુ પગથીઉં છે, વિશેષ પ્રકારનો અને ભવ્ય સિદ્ધાન્ત છે, અશ્રુતપૂર્વ ઉપદેશ છે; જરથુસ્ત્રે સ્વચ્છતાને માટે આવી આજ્ઞા આપી છે, પણ તે જુદા જ ધાર્મિક હેતુને કારણે.

વાતને વધારે સ્પષ્ટ કરવાને માટે આપણે એ પણ કહેવું જોઇએ જે સ્વચ્છતા પાળવાની આવી અંતિમ પ્રકારની આજ્ઞાઓ અને એમનો ધર્મના પ્રદેશમાં મુકવાનો વિધિ આપણને હસવા જેવો લાગશે, પણ ખરી રીતે એમ નથી. ગરમ પ્રદેશોમાં અને વળી હિંદુસ્થાન જેવા વનસ્પતિએ ફાલ્યા ફુલ્યા દેશમાં તો ખાસ કરીને, આપણા કરતાં જંતુઓથી માણસે અતિ વધારે સાવધાન રહેવું જોઇએ. કારણ કે બગડેલા પાણીમાં અને ખોરાકમાં એવા જંતુઓ બહુ હોય છે. ઉદાહરણ લઇએ તો **उच्छिष्ट** ( એઠું ) અથવા **पर्युषित** (વાસી) અન્ન એટલું બધું બગડેલું મનાય છે જે એ ખાવાને માટે યોગ્ય નથી ગણાતું. અને આપણે સૌ એ તો જાણીએ છીએ જે અસ્વચ્છ પાણીને કારણે જ હિંદુસ્થાનમાંથી કૉલેરા કદી નાબુદ નથી થતો. ત્યારે આવા પ્રદેશમાં સ્વચ્છતા પાળવાની આજ્ઞાઓને ધર્મના પ્રદેશમાં મુકવામા આવે તો એમાં નવાઇ શી ? હવે સ્થાયી રીતે તો મહાવીરે સ્વચ્છતા પાળવાની જે આજ્ઞા કરી છે તે માણસના સ્વાસ્થ્યને કારણે નહિ, પણ જંતુઓ અને કીટપતંગની હત્યા ના થાય એટલા માટે કરી છે. પણ વળી ઉંડે ઉતરીને જોઇએ તો એમાં પણ કંઇ જુદો જ ભેદ છે. માણસ માત્રના સ્વભાવમાં કંઇક એવું એ છે જે પ્રથમ તો એ અમુક કર્મ કરે છે અને પછી એ કર્મના આધાર વિષે જ્ઞાન ( conseiousness ) પામે છે, એટલે કે કર્મ તો સાચી રીતે પ્રાણીધર્મના સ્વભાવમાં રહેલા અજ્ઞાનનનું (unconseiousness) પરિણામ છે. એટલા માટે કર્મ કરવામાં જ્ઞાન એ સક્રિય કરતાં વધારે અક્રિય રહે છેઃ અને પછી એમ બને છે કે માણસ એ કર્મને વિચારપૂર્વક વ્યવસ્થિત કરે છે અને સાચું ઠરાવે છે;

જેમ જેમ એનું એ જ્ઞાન વિકાસ પામે છે તેમ તેમ એ સ્પષ્ટરીતે અસર કરે છે અને કર્મની વ્યવસ્થા કરે છે. પણ વ્યક્તિગત જીવનનાં આવરણોના, અભ્યાસના અને ઉદ્દેશના પાયાની નીચે તો હમેશાં અર્ધજ્ઞાન, અનિચ્છા અને સ્વભાવપ્રેરણા રહેલાં હોય છે. અને ઘણી વેળા એવું બને છે કે જે જ્ઞાન પોતાના પ્રદેશમાં એ કર્મને પરિપૂર્ણ કરે છે અને તેને દોરે છે તથા અનુમતિ આપે છે તે જ્ઞાનને સ્પષ્ટ કરનાર અને આધાર આપનાર ભાવ ઠેઠ સુધી ખરા હેતુથી જુદો જ દેખાય છે, જો કે એ હેતુ નજર સામે જ હોય છે. ખાસ કરીને ધર્મના ઇતિહાસમાં જુદાં જુદાં મંતવ્યોમાં તથા ઉદ્દેશોમાં આરોપાતા હેતુઓ, અને એ હેતુઓને વીંટળાએલા અથવા એમનું સ્વરૂપ લેતા જ્ઞાને કરી યોજાએલા મિથ્યા સિદ્ધાન્તો વચ્ચેનો ભેદ, આપણે જાણવો જોઇએ. આમ મહાવીરે પણ સૂક્ષ્મ અને અતિ સૂક્ષ્મ જંતુઓને બચાવવાને કારણે પ્રાણી માત્રનું રક્ષણ કરવાનો સિદ્ધાન્ત યોજ્યો હોય અને આજ્ઞા કરી હોય, અને ત્યાર પછી એ સિદ્ધાન્તે એમનામાં વિકાસ પામી વધારે જાગ્રતિ આણી હોય અને તેથી કરીને અસ્વચ્છતા અને બેદરકારીને લીધે સૂક્ષ્મજગતથી માણસને જે હાનિ થવાનો સંભવ છે તેમાંથી પણ બચાવવાને કારણે એમણે નવા સિદ્ધાન્તો યોજ્યા હોય.

પણ છતાં યે આપણે મહાવીરના પહેલી આજ્ઞાના અંતિમ સિદ્ધાન્તો વિષે એના ભ્રષ્ટ પામેલા ઉંડાણ સુધી માનસશાસ્ત્રની પદ્ધતિએ ના તપાસીએ, ઉપરને સ્વરૂપે જેવા દેખાય છે તેવા જ જોઇએ, તો પણ એ સર્વથા મહાવીરના ધર્મના પાયારૂપ છે. ‘ શસ્ત્રપરિજ્ઞા ’–એટલે કે ‘ પ્રાણી માત્રને શસ્ત્રની પેઠે જે કંઇ ભયંકર છે તેનું જ્ઞાન ( અને તેનો ત્યાગ )’ એવા મૂળ નામવાળા પ્રથમ [આગમ] ગ્રંથના પ્રથમ અધ્યાયમા સંઘને આપેલા જે ઉપદેશો, સિદ્ધાન્તો અને દૃષ્ટાન્તો છે તે સૌમાં એ સિદ્ધાન્ત જ પાયાસ્વરૂપે છે.

આપણે જોઇ ગયા જે બુધ્ધે પણ જીવહિંસાથી દૂર રહેવાની આજ્ઞા કરી છે. પણ ભારતના બીજા વિચારકોની પેઠે એમણે પણ માત્ર ચાલતી આવેલી પ્રણાલીને અનુસરીને એ આજ્ઞા કરી છે. એમનામાં પ્રાણી રક્ષણની ભાવના મુખ્ય નથી, મુખ્ય ભાવના તો દયાની અને સહાનુભૂતિની છે. અને આ ભાવના–અથવા આપણે ઠીક રીતે કહીએ જે આ એમના અંતરાત્માના પ્રયાસો, આ સહાનુભૂતિની લાગણી અને સાથે સાથે જ સહાયતા આપવાની ઇચ્છાની ભાવના–એમનામાં વિકાસ પામીને એમના અમુક પ્રકારના ધાર્મિક પાયા સ્વરૂપે બની રહી. બુધ્ધે પોતાની દયા અને સહાનુભૂતિને સંસારદુઃખના નવા સિદ્ધાન્ત ઉપર સ્થાપી.

આ ભારતીય સાધુને આવું સંસારદુઃખ કંઇક સ્વયંસિદ્ધ લાગ્યું–એટલું બધું ખરૂં લાગ્યું કે સર્વ પ્રકારના જીવનું રક્ષણ કરવું એ જ એમને ધર્મ લાગ્યો. બુધ્ધે સંસાર દુઃખનું પૃથ-

કરણ કરી, એ દુઃખમાંથી કેવી રીતે છૂટવાની યોજના કરી એ વાત ખાસ જાણવા જેવી છે. સંસારદુઃખનો સર્વ સામાન્ય સિદ્ધાન્ત એ સંસારથી કંટાળેલાની ભાવના છે: સર્વ ભવોની અનિત્યતાના વિચાર ઉપરથી જ્ઞાન થાય, અને પુનર્જન્મને સિદ્ધાન્તે દરેક જણને ફરી ભવ આવવાના એટલે સંસાર એને સાથે સાથે જ એક પ્રકારે કેદખાના રૂપે થવાનો અને એ કેદખાનામાં એને સદાસર્વદા નવા નવા ભવમાં રખડવાનું, અને એક ભવમાંથી બીજા ભવમાં જવાનું. આ અનંત અને દુઃખભર્યું જે ભ્રમણ એને સાધુઓ સંસાર (સરે તે) કહેતા અને અંતે આ સંસારમાંથી મુક્ત થવું-સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો મુક્તિ, વિમુક્તિ, મોક્ષ, સિદ્ધિ અથવા નિર્વાણ પામવું, એ, એ સૌ સાધુઓનો આશય હતો. એને આપણે અનંત કલ્યાણ કહી શકીએ. અમુક સાધુસંઘ આમાંની અમુક કોઇ સંજ્ઞા સ્વીકારતો, બીજો સંઘ બીજી સંજ્ઞા સ્વીકારતો. મહાવીરે મુખ્યત્વે કરીને મોક્ષનો અને સિદ્ધિનો સ્વીકાર કર્યો છે, બુધ્ધે ખાસ કરીને મોક્ષનો અને નિર્વાણનો સ્વીકાર કર્યો છે. આ ભાવના લગભગ નિષેધસૂચક છે, એમાં કોઇક અંત પામવાની, વિરામ પામવાની ભાવના છે, પણ છતાં યે એ તો સ્પષ્ટ છે જે આ પારલૌકિક સીમાએ નિશ્ચયભાવે પહોંચવાના, ભાવનામય ભવ યોજી કાઢવાના અને એને કલ્યાણમય જગતરૂપે કલ્પી કાઢવાના એમાં પ્રયાસો રહેલા છે. મોક્ષ પામવો અથવા નિર્વાણ પામવું એને અંતિમ અને સર્વોત્કૃષ્ટ ભાવના માનવી અને સ્વપ્નમાંથી નિકળીને ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરવા એ એના ભ્રમના સ્વાભાવિક પ્રયાસો હતા. એ સમયના આ ભ્રમજાળે બુદ્ધને અને મહાવીરને પોતાની અંદર કેવી રીતે વીંટયા એ આપણે પછીથી જોઇશું. અત્યારે તો આપણે એ જોવાનું છે જે નિર્વાણની તે જુગની ભાવનાને-આ જુગની મૂર્તિમાન્ ભાવનાનું સ્વરૂપ આપનાર ભાવનાને-સંસારદુઃખની ભાવનાને બુધ્ધે શી રીતે યોજી કાઢી. સંસારદુઃખને એના સાચા સ્વરૂપમાં જોવું અને એને ટાળવા માટે ઉપાય શોધવા એમાં જ સાચો પુરુષાર્થ છે એમ એમને જણાયું. રોગ જણાયા પછી એના ઉપાય શોધવા જેમ જરૂરના છે તેમ આ વિષયમાં પણ એમને જણાયું. આ જ્ઞાનને માટે એમણે ચાર સૂત્રો ઘડી કાઢયાં ને તેમને એમણે ચાર આર્ય સત્યો કહ્યાં. અને ત્યાર પછી પોતાના ધર્મોપદેશનો અને શરૂઆતનો કાર્યક્રમ ઘડી કાઢી કાશીમાં પ્રથમ તે ચાર સૂત્રો સંબંધે ઉપદેશ આપવો શરૂ કર્યો. જે સાધુઓને એમણે પ્રથમ ઉપદેશ આપ્યો તે સાવ થોડા હતા એમ કહેવાય છે. પૂર્વે જે સ્થાનમાં બુદ્ધ તપ કરતા હતા તે સ્થાને બીજા પાંચ સાધુઓ પણ તપ કરતા હતા, પણ પછીથી એ પાંચે તપશ્ચર્યા છોડી દીધી ને કાશી તરફ ચાલતા થયા. આ તરફ બુદ્ધે તપશ્ચર્યા ચાલુ રાખી અને પેલા પાંચ તો સંસારમોહમાં ફસાયા. એ જ પાંચ સાધુઓ બુદ્ધનો ઉપદેશ સાંભળવા પ્રથમ આવેલા. બુદ્ધ

જ્યારે એમને મળ્યા, ત્યારે પ્રથમ તો એમનો ઉપદેશ સાંભળવાની ઇચ્છા એમણે ના કરી. પણ એ એમના એક વખતના તપશ્ચર્યાના સાથી હતા, અને એટલા માટે જે જ્ઞાન એમણે પોતે પ્રાપ્ત કર્યું હતું, અને આમ આખરે પ્રાપ્ત કરેલું એ જ્ઞાન મહાસત્ય સ્વરૂપ છે એવી એમને ખાત્રી થઇ હતી તથા જે જ્ઞાન એમના આત્મામાં ઉતરી ગયું હતું તે મહાજ્ઞાનનો ઉપદેશ દેવાને સૌથી પ્રથમ એ પાંચ સાથીઓ પાસે ગયા હતા. એ સાથીઓએ બુદ્ધને સંસારમાં પડવાનો ઉપદેશ કર્યો ત્યારે એમણે એમને સૌથી પ્રથમ તપન્ અને સંસારભોગ એ બેની વચ્ચેના પોતાના માર્ગનો—સમ્યક્‌ના જે આઠ માર્ગ વિષે આપણે આગળ બોલી ગયા છીએ એ આઠ માર્ગનો—ઉપદેશ આપ્યો; અને ત્યાર પછી સંસાર દુઃખનાં ચાર સત્યો વિષે ઉપદેશ આપ્યો. આમાંનું પહેલું સત્ય તે ખુદ દુઃખ છે, બીજું સત્ય તે એ દુઃખનું કારણ છે, ત્રીજું સત્ય તે દુઃખનું નિવારણ છે અને ચોથું સત્ય તે એ દુઃખનું નિવારણ કરવાનો જે માર્ગ તે છે. એમ એ ચાર માર્ગ સૂચક શબ્દો છે અને એમાંથી ચાર માર્ગ સૂચક સૂત્રો વિકાસે છે.

૧. દુઃખ એટલે કે સંસાર દુઃખ.

૨. દુઃખોત્પાદ એટલે કે દુઃખનું કારણ.

૩. દુઃખ નિરોધ એટલે કે દુઃખનું નિવારણ અને,

૪. (દુઃખ નિરોધ૦) માર્ગ એટલે કે (એ દુઃખનું નિવારણ કરવાનો) માર્ગ.

ચોથા શબ્દમાંથી અનુમાનને વિકાસ આપીને માર્ગ સંબંધેના ઉપદેશ ઉપર બુદ્ધ આવે છે, એટલે કે સમ્યક્‌ના અષ્ટ માર્ગ ઉપર આવીને ઠરે છે અને એમના ધર્મનું સાચું અને એક માત્ર અનુષ્ઠાન ત્યાં જ છે.

ત્યાં સુધી તો બુદ્ધની વિચારશ્રેણી સરળ અને સમજાય એવી છે. સમ્યક્‌ના નામથી ઉપદેશાએલા આદર્શમય જીવનના સિદ્ધાન્તની જે ભૂમિકા—આપણે કહી શકીએ કે સિદ્ધાન્તમય ભૂમિકા—તેનો આધાર સંસાર દુઃખના આ ચતુર્વિધ સિદ્ધાન્ત ઉપર રચાએલો છે. આ ભૂમિકાની નીચે એને આધાર આપનાર વળી બીજી જે એક ભૂમિકા છે તે ભૂમિકા વિષે પછીથી આપણે વિચાર કરીશું. અત્યારે તો કાશીમાં એમણે આપેલા ઉપદેશમાં સંસાર દુઃખનો સિદ્ધાન્ત શી રીતે વિકાસ પામ્યો એ જ જોઇએ.

ચાર સૂચક સૂત્રો અથવા તો આર્ય સત્યો વિષે એમણે આમ ઉપદેશ આપ્યો (સંસાર દુઃખ એ મૂળ શબ્દને બદલે માત્ર દુઃખ શબ્દ જ વાપરીશ.)

૧. ત્યાર પછી, હે સાધુગણ, દુઃખ વિષેનું આર્ય સત્ય છેઃ જન્મ એ દુઃખ છે, જરા એ દુઃખ છે, વ્યાધિ એ દુઃખ છે, મરણ એ દુઃખ છે, અપ્રિય વસ્તુનો યોગ એ દુઃખ છે,

પ્રિય વસ્તુનો વિયોગ પામવો એ દુઃખ છે, જે વસ્તુને માટે કામના તે ના પ્રાપ્ત થવી એ દુઃખ છે, સંસારમાં આપણું સમસ્ત જીવન એ દુઃખ છે.

૨. ત્યારપછી, હે સાધુઓ, દુઃખથી ( એટલે કે એના કારણથી ) દૂર રહેવું એ આર્ય સત્ય છે: એ કારણ તે જન્મજન્માન્તર રખડાવનારી તૃષ્ણા, તેની સાથે અહીં તહીં આનંદ દેખાડનારી વાસનાઃ મોહતૃષ્ણા, ભવતૃષ્ણા, અનિત્યતાની તૃષ્ણા.

૩. ત્યારપછી, હે સાધુઓ, દુઃખનું નિવારણ કરવું એ આર્ય સત્ય છે: એ વાસનાને સર્વથા નાશ કરીને એ તૃષ્ણાનું નિવારણ કરવું, એને જવા દેવી, એનાથી છુટા થવું, એને છોડી દેવી, એને કોઇ સ્થાન ના આપવું.

૪. ત્યારપછી, હે સાધુઓ, દુઃખને નિવારણ કરવાનો માર્ગ એ આર્ય સત્ય છે: એ માર્ગ તે આર્ય–અષ્ટાઙ્ગિક માર્ગ છે અને તે આ પ્રમાણે છેઃ સમ્યગ્‌-દૃષ્ટિ, સમ્યક્-સંકલ્પ, સમ્યગ્-વાચ્, સમ્યક્ કર્મન્, સમ્યગ્-આજીવ, સમ્યગ્-વ્યાયામ, સમ્યક્-સ્મૃતિ, સમ્યક્ સમાધિ

આ ચતુર્વિધ સિદ્ધાન્તના લગભગ એકેએક શબ્દ ઉપર ધ્યાન આપવા જેવું છે; ઉદાહરણ તરીકે જોઇએ તો ઉપદેશ તરફ નજર કરતાં જણાશે કે બુદ્ધે સર્વ સામાન્ય લોકને નહિ પણ ભાવનામાં આગળ વધેલા સાધુઓને પોતાની સમ્યક્–આજ્ઞાઓનો સૈદ્ધાન્તિક પાયો દેખાડયો છે–અથવા તો આર્ય એ સંજ્ઞા મહાવીરે અને બીજાઓએ વાપરી નથી, પણ બુદ્ધે જ એ સંજ્ઞાએ કરીને પોતાના મુખ્ય સિદ્ધાન્ત, અને સાધુજીવનમાં પાળવાના મુખ્ય સંયમ જેને આપણે મધ્યમમાર્ગ કહ્યો તે–એ બેની વચ્ચે સાંધનારો પુલ બાંધ્યો.

છતાંયે આપણે એક એક શબ્દ ઉપર નહિ થોભીએ. સમસ્ત ઉપર, ચાર સત્યોમાંથી વિકસેલી વિચાર શ્રેણી ઉપર જઇએ. બુદ્ધે **દુઃખને**–અને દુઃખને જ–મૂળ ભાવના માની બીજા અનેક પ્રત્યેકબુદ્ધની પેઠે **અનિત્યતાને**, કે સંસારમાંથી પલાયન કરી જવાની ભાવનાવાળા બીજા અનેક વિચારકોની પેઠે **કર્મને** એટલે કે જીવને સંસારમાં બાંધી રાખનાર કાર્યને, સાંસારિક જીવનને કે સાંસારિક પુરુષાર્થને એમણે મૂળભાવના માની નહિ. બેશક બીજાઓની પેઠે બુદ્ધ પણ અનિત્યતા અને કર્મ વિષે બોલે તો છે જ; અને વળી અમુક દૃષ્ટિએ કર્મને એ ચાર સત્યોની અંદર સમાવી દે છે; કારણ કે જે કર્મની સાંકળોમાંથી માણસને મુક્ત થવાનું છે તે કર્મનો જે અર્થ બીજાઓએ કર્યો છે તેની અને તૃષ્ણાના–સંસારતૃષ્ણા અથવા જીવનતૃષ્ણાના ( આપણે એને જીવનક્ષુધા કહીએ ) અર્થની વચ્ચે એ સમાનતા આણે છે. અને અનિત્યતાને અને સંસારજીવનને જે ભાવમાં બુદ્ધ માને છે, તે ભાવમાં બીજા અનેક દુઃખને માને છે. વળી બુદ્ધ અને મહાવીર બંને મુક્તિને બીજે સ્વરૂપે 'સર્વ દુઃખોનો અંત ' માને છે. સામાન્ય સાધુજીવનના સિદ્ધાન્તો અને તત્ત્વોની આ બધી-

સમતા અને એકીકરણમાંથી આપણે તો એટલું જ તારવી કાઢવાનું છે જે કયા વિચારકે કયી ભાવનાને મધ્યબિંદુએ રાખી છે, અને એ મધ્યબિંદુની ચારે કોરના વર્તુળમાં કયી કયી ભાવનાઓ કયાં કયાં મુકી છે. બુદ્ધે અનિત્યતાને અથવા તો કર્મને નહિ પણ દુઃખને મધ્યબિંદુએ મુકયું છે. આમ એમણે પોતાની વિચારમાળામાં દુઃખને જ શા માટે મેરુસ્થાને મુકયું છે? એમને દુઃખ ખમવું પડયું હતું એટલા માટે? ના ના, એટલા માટે જરાયે નહિ. પોતાને દુઃખે નહિ પણ સંસાર દુઃખે એ કંપી ઉઠયા હતા. કારણ કે એ દુઃખ એમણે પોતાની આંખે જોયું હતું અને બુદ્ધિએ સમજવાના પ્રયત્ન કર્યા હતા, એટલું જ નહિ પણ હૃદયથી અનુભવ્યું હતું—એટલા માટે કે એમના આત્મામાં સહાનુભૂતિ ઉત્પન્ન થઇ હતી. અવલોકન કરતાં કરતાં એ સાધુપુરુષ અનિત્યતાને વિષે દુઃખ જોવા લાગ્યા અને ભારત–પદ્ધતિએ સાર ખેંચીને એમાં લીન થઇ ગએલા એ સાધુપુરુષે, મહાવીરની પેઠે. કર્મના સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે; પણ સર્વના દુઃખમાં સહાનુભૂતિ હોવી જોઇએ એવી લાગણીવાળા એ સાધુએ સંસારદુઃખને સૌથી મોખરે મુકયું

આમ ભારતના સાધુઓમાં અને વિચારકોમાં બુદ્ધ આ પ્રમાણે મોખરે તરી આવે છે: એ એકલા જ ઉપયુક્ત બુદ્ધિ સાથે શુદ્ધ હૃદયને ગાંઠે છે, સંસારના કોયડાને માત્ર જ્ઞાનને માટે જ નહિ પણ દયાને કારણે હાથમાં લે છે, એમની ઇચ્છા માત્ર ઉપદેશ આપવાની જ નહિ પણ એમ કરીને રસ્તો કાઢી આપવાની ને ઉદ્ધાર કરવાની છે, વૈદ્ય સૌના રોગ મટાડવા નિકળે છે તે જ રીતે સહાનુભૂતિને કારણે જગત્માંનાં દુઃખ ટાળવાને એ નિકળે છે; અને આ પ્રયત્નોમાં માણુસ જાતના પરિત્રાતા રૂપે સૌથી મોખરે એ આપણી સામે તરી આવે છે.

## ૫. સિદ્ધિ અને નિર્વાણ.

બુદ્ધ અને એમના સમય ઉપર નજર કરતાં એ મહાપુરુષના સમસ્ત વ્યક્તિત્વમાંથી બીજી અનેક વસ્તુઓ ઉપરાંત છેવટની વસ્તુઓના સંબંધમાં એમનો મુખ્ય સિદ્ધાન્ત, જેને આપણે Eschatology માં (મરણ વગેરે છેવટની વસ્તુઓ ઉપર વિચાર કરનાર દર્શનમાં) મુકી શકીએ એના સંબંધેનો સિદ્ધાન્ત, તરી આવે છે. એના સંબંધને કારણે અહીં આપણે એ વિષે વિચાર કરીશું, કારણ કે એ સિદ્ધાન્તથી આગળ વધીને આપણે વિચાર કર્યા છતાં એને આપણે પાછળ રાખ્યો હતો. એ વિચાર તે નિર્વાણ અને આપણી સમજ પ્રમાણેના એના અર્થ સંબંધે છે.

પણ વળી આપણે પાછા મહાવીર તરફ વળીએ અને એ મોક્ષનો અથવા સિદ્ધિનો અંતિમ ઉદ્દેશ શો માને છે એ પુછીએ. મહાવીર અલૌકિક પુરુષ હતા, એમના જ જેવો બીજો કોઇ પુરુષ થયો નથી. વિચારની એમની પ્રબળતા વિષે, એમની તપશ્ચર્યા વિષે, સાધુજીવનમાં એમના દુઃખસહન વિષે, એમના પુરુષાર્થ વિષે અને માનવજાતિથી દૂર રહેવાની એમની વૃત્તિ સંબંધે તો આપણે આગળ બોલી ગયા છીએ; વળી ચાલતાં ચાલતાં આપણે એ પણ જોઇ ગયા છીએ કે માણસને સંસારના બંધનમાં બાંધનાર કર્મ ઉપર એમણે પોતાનો ખાસ સિદ્ધાન્ત રચ્યો છે. એકંદરે અત્યાર સુધી આપણને એ તપસ્વીના આદર્શ રૂપે જ દેખાયા છે. પણ વાસ્તવિક રીતે તો એ ઉપરાંત એમનામાં બીજું ઘણું વધારે હતું: એ મહાન્ વિચારક હતા, વિચારોમાં એ અગ્રેસર દર્શનકાર હતા. એમના સમયની સૌ વિદ્યાઓમાં એ પારંગત હતા, પોતાની તપસ્યાને બળે એ વિદ્યાઓને એમણે રચનાત્મક સ્વરૂપ આપી પૂર્ણ બનાવી હતી અને પ્રબળ સિદ્ધાન્તતત્ત્વની અંદર ગોઠવી કાઢી હતી, એમણે આપણને **તત્ત્વવિદ્યા** ( Ontology ) આપી છે અને તેમાં સૌ તત્ત્વો—પાંચ દ્રવ્યોમાં ( ધર્માસ્તિકાય=સારૂં, પુણ્ય, das gute, અધર્માસ્તિકાય=ખરાબ, પાપ das Bose, આકાશાસ્તિકાય=આકાશ, જીવાસ્તિકાય=જીવ અને પુદ્દગલાસ્તિકાય=જડ દ્રવ્ય ) ગોઠવી દીધાં છે.—ત્યાર પછી **વિશ્વવિદ્યા** (Kosmology) આપે છે; એમને મતે વિશ્વ વીશમાળમાં કે પ્રદેશોમાં સમાઇ રહેલું છે, તેમાં સૌથી નીચે ભયંકર નરક છે. એની ઉપર બીજાં અનેક નરક આવેલાં છે. એમના ઉપર આપણું જગત આવે છે, એની ઉપર નક્ષત્રતારાએ ભરેલો પ્રદેશ આવે છે અને એના બાર ભાગ પડેલા છે અને એટલા જ વર્ગમાં વહેંચાએલા દેવલોક એ પ્રદેશોમાં વસે છે.–ત્યાર પછી **જીવવિદ્યા** (Biology), એમાં સમસ્ત જીવોનો:—દૃશ્ય જીવોના અને અદૃશ્ય જીવોના (જેની અંદર નરકવાસીઓ, ભૂતપ્રેતો અને દેવલોક પણ આવી જાય છે), ચોવીશ પ્રકારના જીવગણનો (આમાં પંચેન્દ્રિય ઉપરાંત ચતુરિન્દ્રિય, ત્રીન્દ્રિય, દ્વીન્દ્રિય અને એકેન્દ્રિય એ મુખ્ય છે) સમાવેશ થાય છે,—ત્યાર પછી **માનસશાસ્ત્ર** (Psychology), એમાં આત્માના ચૈતન્યની જુદી જુદી દશાઓનું વર્ગીકરણ કરેલું છે. ટુંકામાં કહીએ તો મહાવીરે એમના સમયમાં જે વિદ્યાઓ વર્તમાન હતી તે સૌનો ઉપયોગ કરીને એમણે પોતાની વિચારમાળા ગોઠવી છે, તે ઉપરાંત ઘણા વિષયોમાં સ્પષ્ટતાસૂચક અને નિર્ણયાત્મક વિચારો પણ એમણે આપ્યા છે; ઉદાહરણ લેઇએ તો તેમના સમયના અમુક બનાવો સંબંધે, અમુક ગરમ પાણીના ઝરા સંબંધે અને એવા બીજા વિષયો સંબંધે પણ એમણે લખ્યું છે. એમાં વિદ્યા અને અભિપ્રાયોનું, અવલોકન અને અનુમાનનું મિશ્રણ આપણા જોવામાં આવે છે, પણ સાધુજીવનને અને ખાસ કરીને તપસ્વી જીવનને માટે

એમાંથી થોડે ઘણે અંશે એમણે મોટું દર્શનશાસ્ત્ર ઘડી કાઢ્યું છે. સાચી વસ્તુસ્થિતિ તારવી કાઢવા માટેનાં અનિશ્ચિત અને છતાં યે વ્યાપક પરિમાણ મહાવીરે આપ્યાં છે. ઉદાહરણ લેઇએ તો પરિધ અને વ્યાસ વચ્ચેનો સંબંધ દેખાડનાર અંકનો ચોક્કસ નિર્ણય કરવો બહુ કઠણ છે, પણ તે એમણે આપ્યો છે અને લગભગ કહી શકીએ કે એનું એમણે (સ્વયં) વિધાન કર્યું છે અને તે આ પ્રમાણે છે; પરિધ=વ્યાસ × ૧૦નું વર્ગમૂળ. આપણામાં ચાલતો એ એ અંક ૩$\frac{1}{7}$ છે અને સાચા અંકથી એ જેટલા તફાવત વાળો છે, લગભગ એટલા જ તફાવત વાળો મહાવીરનો અંક છે, પણ એ બહુ ઉંડા વિચારનું પરિણામ છે, એમાં બહુ બહુ કલ્પનાઓ કરવી પડી હશે ને વળી એ રચનાત્મક વિચારકને શોભે એવો જ છે. આથી આપણે એમ પણ માની શકીએ જે મહાવીરે પોતે પરિધ=વ્યાસ $\sqrt{૧૦}$ એ સમીકરણ શોધી કાઢ્યું હોય. ગમે એમ હોય પણ આપણને તો એ સમીકરણ એમણે જ આપ્યું છે અને પરિધના અનેક હિસાબો એ સમીકરણથી સાચા આવે છે એ જોઇને એમને એથી કેટલો આનંદ થયો હશે એ આપણે અનુભવી શકીએ.

આમ મહાવીર માત્ર સાધુ અને તપસ્વી જ નહોતા, પણ સાથે સાથે પ્રકૃતિના અભ્યાસી પણ હતા; એમને જોઇને ગ્રીસના પ્રાચીન અભ્યાસીઓ—પિથાગોરસ સુદ્ધાં–યાદ આવે છે. એકંદરે એમણે વિદ્વત્તાભર્યા નિર્ણય આણીને સમસ્ત વસ્તુ સ્થિતિને પોતાના કાળની સાધુ-ભાવનાઓ સાથે જોડી છે. અથવા આ ધાર્મિક ભાવનાઓની નજર નીચે એ વસ્તુ સ્થિતિને આણીને—અર્ધધાર્મિક અર્ધદાર્શનિક સંપ્રદાય એમણે યોજી કાઢ્યો છે. અને વસ્તુસ્થિતિ ઉપરથી નિર્ણય ઉપર આવનાર અનેક લોકો ઉપર પોતાના તપસ્યા બળે એમણે અમુક પ્રકારનો પ્રભાવ પાડયો છે, એટલું જ નહિ પણ તેવી જ રીતે અનેક કલ્પનાઓ ચલાવનાર અનેક પુરુષોને પણ પોતાની નિર્ણયાત્મક અને વ્યવસ્થિત વિચારશ્રેણી વડે આશ્ચર્ય પમાડયા છે. બીજી વધારે વાતોનો વિચાર કર્યા સિવાય હવે આપણે એ પણ કહી શકીએ જે આ વીર દાર્શનિક, વિચારોના આ વિધાયક સાધુજીવનના ચરમ ઉદ્દેશને–સિદ્ધિને–સમસ્ત સંસાર સંબંધમાંથી જે મુક્તિ પામવી તેનું એટલે કે અચિંતનીય શૂન્યનું સ્વરૂપ આપે છે, એને વિચાર પૂર્વક ગોઠવે છે અને પોતાના દર્શન રૂપે વ્યવસ્થિત કરે છે. વાસ્તવિક રીતે એ પોતાની આધ્યાત્મિક દૃષ્ટિએ અતિ દૂર મુકાએલો મુકતાત્માઓનો પ્રદેશ, એટલે કે ચૌદ પ્રદેશવાળા સંસારસ્વરૂપ આ જગત્ ઉપરનો—અને વળી દેવોના બાર સ્વર્ગ ઉપરનો—પ્રદેશ યોજી કાઢે છે. અંતિમ શ્રેણીના આત્માઓ, સંસારનાં કાર્યોથી અને પુરુષાર્થથી, ભારરૂપ કર્મથી પરિપૂર્ણ મુક્ત થયા પછી, ત્યાં ચઢે છે. મુકતાત્માઓનો આ પ્રદેશ તે અત્યંત હલકો અને સફેદ છે; ત્યાં બધો કર્મભાર—આપણે કહી શકીએ જે સંસારભાર અથવા પાપભાર—ઉતરી પડે છે; અને તેમાં જ

સાથે આત્માને કર્મમાં બાંધનારી સૌ અશુદ્ધિઓ પણ ધોવાઇ જાય છે. મહાવીરનું તપસ્-વર્ગીકરણ આગળ મેં જે ગ્રંથમાંથી ઉતાર્યું છે તે જ ગ્રંથમાં મુક્તાત્માઓના પ્રદેશનું વર્ણન પણ આવે છે. એ પ્રદેશનાં જે બાર નામ આપેલાં છે તે નામો અહીં આપુ છું.

**ईसी** ( सं. **ईषत्** ), **ईसीपब्भारा** ( सं. **ईषत्प्राग्भारा** ), **तणू** ( सं. **तनू** ) **तणूतणू** ( सं. **तनूतनू** ), **सिद्धि**, **सिद्धालय**, **मुत्ति** (सं. **मुक्ति**), **मुत्तालय** ( सं. **मुक्तालय**), **लोयग्ग** ( सं. **लोकाग्र**), **लोयग्गथूमिया** ( सं. **लोकाग्रस्तूपिका** ), **सव्व पाणभूयजीवसत्तसुहावहा** ( सं. **सर्वप्राणभूतजीवसत्त्वसुखावहा** ).

આમ બધાં સ્વર્ગોની ઉપર મહાવીરને મતે મુકતાત્માઓનો પ્રદેશ આવેલો છે, બધાં સ્વર્ગોની ઉપર શાન્તિ છે, ત્યાં આરામ છે, ત્યાં કલ્યાણમય ભાર વિહીનતા છે, ત્યાં શુધ્ધિ છે. નિર્વાણ સંબંધે બુધ્ધને પ્રશ્નો પુછાએલા ત્યારે એમણે જે ઉત્તર આપેલા તે હવે આપણે સાંભળીએ. આ અંતિમ ઉદ્દેશ ઉપર ઉપદેશ આપવા લોક જ્યારે ને ત્યારે એમને વિનવતા અને એમના શિષ્યોને તથા શિષ્યાઓને પણ વારંવાર એ પ્રશ્ન ઉઠતો. અને માત્ર નિર્વાણ સંબંધે જ પ્રશ્નો પુછાતા એમ નહોતું; કેટલાક એ પણ જાણવા ઇચ્છતા જે બુધ્ધ નિર્વાણને કેવે સ્વરૂપે માનતાઃ એટલે કે આત્મા દુઃખભર્યા સંસાર સંબંધમાંથી મુક્ત થયા પછી રહેતો કે નહિ, મરણની પેલીપાર આત્માની હયાતી છે કે નહિ ? અને નિર્વાણ અથવા બુધ્ધના નિર્વાણ સંબંધેના આવા પ્રશ્નોની સાથે જ બીજા અંતિમ પ્રશ્નો ઉઠતાઃ જગત્ નિત્ય છે કે નહિ, એ સાન્ત છે કે અનંત છે, આત્મા શરીરથી જોડાએલો છે, અથવા સ્વતંત્ર છે, અથવા એ જીવન શક્તિ છે કે શું છે; એવા એવા પ્રશ્નોના ઉત્તર જાણવા લોક આકાંક્ષા રાખતા. ટુંકામાં, જેને આપણે અધ્યાત્મિક આકાંક્ષા કહીએ, એટલે કે ઉંડે સુધીના વિશાળ વિચારો અનિશ્ચિત રહેવાને કારણે વિફલ થઇને ચાલ્યા જાય તેમને નિશ્ચિત સ્વરૂપ આપવું જોઇએ એવી જે ચરમ ગતિ સંબંધેના વિચારો જાણવાની આકાંક્ષા—આ આધ્યાત્મિક આકાંક્ષા, જેમ સર્વ સમયે તેમ, બુધ્ધના સમયે અને એમના સંઘમાં બહુ પ્રબળ હતી. મહાવીર સંબંધે આપણે જોયું કે સમર્થ દાર્શનિક રૂપે એમણે પોતાના સમયમાં ઉઠેલા પ્રશ્નોના સંબંધમાં ધ્યાન આપી જે ઉત્તરો પરિપૂર્ણ રૂપે આપ્યા છે અને પોતાનું જે દર્શન યોજી કાઢયું છે તેમાંથી બધા ખુલાસા મળી જાય છે, તે જ પ્રમાણે બુધ્ધના સમયમાં પણ એવા માણસો હતા જે એવા ખુલાસા મેળવવાની આકાંક્ષા રાખતા. પાર્શ્વનાથે પણ જગતની નિત્યતા અંગે અને એવા બીજા પ્રશ્નોના ખુલાસા કર્યા છે અને તે આપણને જૈનશાસ્ત્રોના પાંચમા અંગ-માંથી મળી આવે છે; પણ બુધ્ધ તો જુદા પ્રકારના—કેવળ જ જુદા પ્રકારના—પુરુષ હતા.

એમ તો ના જ કહી શકાય જે એમણે આ આધ્યાત્મિક પ્રશ્નો ઉપર વિચાર નહોતા કર્યા. પણ વાત આટલી જ છેઃ એમના વિચારો અને એમનું ધ્યાન મુખ્યત્વે કરીને દુ:ખભર્યા આ સંસાર તરફ હતું. ધાર્મિક આચરણની જ એમને કીંમત હતી, સૌના હિતને માટેના આદર્શમય જીવનની અને આર્ય-અષ્ટાંગિક માર્ગની જ એમને પરવા હતી. અને આ મહત્વના અને નજર સામેના ઉદ્દેશ ઉપર ધ્યાન આપી બાકીના દૂરના ઉદ્દેશને છોડી દેતા, એવા સીમાપારના વિષય ઉપરના વિચારોને એમણે જાણી જોઇને ટાળી રાખ્યા છે. જે વિષયો સમજી શકાય નહિ અને જેને વિષે સ્પષ્ટ રીતે બોલી શકાય નહિ એ વિષયોના જ્ઞાનમાં માથાં મારવાં એમાં એમને બેવડું જોખમ લાગ્યું: એક તો એનાવડે સાચી જીવનચર્યામાંથી લપસી જવાય અને બીજું વિષમતા: કારણ કે તે સમયે પણ જુદા જુદા વિચારકો પોત પોતાના મત સંબંધે એક બીજા સાથે હારજિતની મારા મારીમાં પડયા હતા.

નિર્વાણના અને અંતિમ વિષયો જાણવા સંબંધેના પ્રશ્નથી બુધ્ધ દૂર રહેતા એ વાત એમના સંબંધેની જુદી જુદી કથાઓથી અને જુદાં જુદાં વર્ણનોથી સ્પષ્ટ થાય છે. કથામાં કહ્યું છે જે એક વાર એમના સાધુ શિષ્ય માલુંકયાપુત્ત—મહત્ત્વના અને ઊંડા પ્રશ્નો ઉપર શા માટે ચુપ રહો છો એમ પુછ્યું. જગત્ શાશ્વત છે કે અશાશ્વત, એ સાન્ત છે કે અનન્ત, મુક્ત થએલો આત્મા, ખાસ કરીને બુદ્ધ મરણ પછી રહે છે કે નહિ; એ પ્રશ્નોના ઉત્તર એ શિષ્યને જાણવા હતા. એનો ઉત્તર બુધ્ધે આમ આપ્યોઃ—ઓલ્ડનબર્ગના સુંદર અનુવાદમાંથી હું ઉતારો કરૂં છું:—

" માલુંકયાપુત્ત, મેં પૂર્વે તને શું કહેલું ? મેં એમ કહેલું જે ' આવ, માલુંકયાપુત્ત ને મારો શિષ્ય થા. જગત્ શાશ્વત છે કે અશાશ્વત, જગત્ સાન્ત છે કે અનંત છે, જીવ અને શરીર તે એકની એક વસ્તુ છે કે જુદી જુદી વસ્તુઓ છે, તથાગત મરણ પછી જીવે છે કે નથી જીવતો (એટલે કે અમુક ભાવનાએ રહે છે ) અથવા તો એ લય પામે છે કે નથી પામતો ( એટલે કે એની મરણ પછીની સ્થિતિ સંબંધે કશું કહી શકાય નહિ ); એ પ્રશ્નોના હું તને ખુલાસા આપીશ એવું મેં તને કહેલું ? "

' ના ભગવાન, એવું તો કશું તમે કહેલું નહિ. "

" અથવા તો જગત્ શાશ્વત્ છે કે અશાશ્વત્, જગત્ શાન્ત છે કે અનન્ત છે વગેરે પ્રશ્નોના મને ખુલાસો આપો ને હું તમારો શિષ્ય થઇશ " એવું તેં મને કહેલું ?—માલુંકયાપુત્તે આ વાતની પણ ના પાડી. હવે બુદ્ધે કહ્યું:—

" એક માણસ ઝેરી ભાલોડાને બાણે વિંધાયો, ત્યારે એના મિત્રોએ અને સગાંએ ચતુર વૈદ્યને તેડી આણ્યો. હવે ઘવાએલો માણસ કદી જો એમ કહે જે ' મને તીર મારનાર માણસ કોણ છે, એ તે બ્રાહ્મણ છે કે ક્ષત્રિય છે કે વૈશ્ય છે કે શૂદ્ર છે એ જાણું નહિ ત્યાં સુધી મારા ઘાને હાથ અડાડવા દેઉં નહિ;' અથવા એ કદી જો એમ કહે જે ' મને તીર મારનારનું નામ શું છે, એ કયા કુળમાં જન્મ્યો છે, એ ઉંચો છે કે નીચો છે કે મધ્યમ છે, અને જે અસ્ત્ર વડે મને માર્યો એ કેવું દેખાય છે, એ જાણું નહિ ત્યાં સુધી મારા ઘાને હાથ અડાડવા દેઉં નહિ; ' તો એ વાતનું પરિણામ શું આવે? એ માણસ પોતાને ઘાએ મરે.

" જગત્ અનંત છે કે સાન્ત છે, તથાગત મરણ પછી જીવે છે કે નહિ એ પ્રશ્નોના ખુલાસા બુદ્ધે પોતાના શિષ્યોને શા માટે નથી આપ્યા? કારણ કે જીવનની પવિત્રતામાં એ વિષયોના જ્ઞાનની જરૂર નથી, કારણ કે એ જ્ઞાનથી કંઇ શાન્તિ કે પ્રકાશ મળતાં નથી. શાન્તિ અને પ્રકાશ જેથી મળે છે એ વાતો તો બુદ્ધે પોતાના શિષ્યોને શીખવી જ છે: દુઃખનું રહસ્ય, દુઃખોત્પાદનું રહસ્ય દુઃખનિરોધનું રહસ્ય, અને ( દુઃખનિરોધ-) માર્ગનું રહસ્ય. એટલા માટે માલુંક્યપુત્ત, જે મેં પ્રકટ નથી કર્યું, તે અપ્રકટ જ રહેવા દે, જે મેં પ્રકટ કર્યું છે તેને પ્રકટ કર. "

બુદ્ધના આ શબ્દોમાંથી મહાન્ પરિત્યાગ, મહાન શાન્તિ, મહાન્ વિધિભાવ, મહાન્ એકાગ્રતા, મહાન્ આસ્થા તરી આવે છે. અચિંત્ય સંબંધે નિશ્ચયાત્મક ઉપદેશ આપવાનો ત્યાગ કરવો અને એ ત્યાગમાં માણસે સંતોષ પકડવો જોઇએ. જાણી શકાય એવા વિષયો સંબંધે અને એમાંથી જડી આવતી જીવનચર્યા-જેને આપણે સમ્યક્ શબ્દથી ઓળખીએ છીએ એ-સંબંધે આપણે વિચાર કરવા ઘટે. આ જીવનચર્યા બરાબર પાળવી એ જ જરૂરનું છે, એથી જ નિર્વાણ પમાય છે, એથી જ અંતિમ હિત સધાય છે, અને એવી રીતે જીવનચર્યાની સીમામાં આણી મુકેલી, તેની સાથે સાંકળી દીધેલી અને તેમાંજ પ્રવૃત્તિ પામેલી ધાર્મિકતામાં સંપૂર્ણ વિશ્વાસ રાખવો એ બુદ્ધનો ધર્મ છે અને એ એના શિષ્યોનો ધર્મ હોવો જોઇએ

બુદ્ધના આવા વ્યવહારને લીધે 'ગુરુ જ સીમામાં પ્રકટ થાય છે' એ શબ્દો આપણને યાદ આવે છે. આપણા ગુરુએ અંદરની બાજુએથી ઘણા વિચારોની પાછળ ગડમથલ કરી હતી અને ત્યાર પછી જ સીમામાં આવ્યા હતા, એમાં તો કશો સંદેહ નથી, છતાં તપસ્યામાંથી પરાણે બહાર નિકળી શકયા હતા. જે સીમાબંધન સ્પષ્ટ રીતે બુદ્ધે સ્વીકાર્યું હતું તે વિષે એ પોતે જ બોલે છે.

ઓલ્ડનબર્ગના અનુવાદમાંથી ફરી ઉતારો કરું છું:—એક સમયે તથાગત કોસંબીમાં આવેલા સિંસપાવનમાં ઉતર્યા હતા, અને તથાગતે સિંસપાનાં થોડાંક પાંદડાં પોતાના હાથમાં લીધાં અને પોતાના શિષ્યોને પૂછ્યું: 'હે શિષ્યો, બોલો જોઇએ; કયાં પાંદડાં વધારે છે, આ મેં મારા હાથમાં જે લીધાં છે તે કે હજી એ સિંસપાવન ઉપર છે તે?'–'જે પાંદડાં તથાગતે પોતાના હાથમાં લીધાં છે તે થોડાં છે, ભગવાન્; અને સિંસપાવન ઉપર છે તે તો એથી ઘણાં વધારે છે.'–'તેવી જ રીતે, હે શિષ્યો, હું જે જાણું છું ને મેં તમને જણાવ્યું નથી તે, મેં જે તમને જણાવ્યું છે તેના કરતાં ઘણું વધારે છે. અને હે શિષ્યો, મેં તમને શા માટે નથી જણાવ્યું? કારણ કે હે શિષ્યો, એથી તમને કંઇ જ લાભ નથી, કારણ કે એથી તમારા જીવનમાં પવિત્રતા આવવાની નથી, કારણ કે એથી ભૌતિકનો ત્યાગ, પાપનો પરિત્યાગ, અનિત્યની વિરતિ, શાન્તિ, જ્ઞાન, પ્રકાશ, નિર્વાણ પ્રાપ્ત થનાર નથી: અને હે શિષ્યો, મેં તમને શું જણાવ્યું છે? હે શિષ્યો, દુઃખ શું છે તે મેં તમને જણાવ્યું છે; હે શિષ્યો, દુઃખોત્પાદ શું છે તે મેં તમને જણાવ્યું છે; હે શિષ્યો, દુઃખનિરોધ શું છે તે મેં તમને જણાવ્યું છે; હે શિષ્યો, (દુઃખનિરોધ–) માર્ગ શું છે તે મેં તમને જણાવ્યું છે.'

બુદ્ધે આ બધા વિષયોમાં કેવી રીતે સંકોચ રાખ્યો તે આપણે જોયું. હવે આપણે એ પણ જોઇએ જે જ્ઞેય વિષયો ઉપરાંત એમણે બીજા કયા વિષયો ઉપર ધ્યાન આપ્યું છે અને એમાં બીજા વિચારો સાથે કયાં કયાં એ મળતા આવ્યા છે ને એમનાથી કયાં કયાં જુદા પડયા છે. એમના સમયે ભારતવર્ષમાં પારલૌકિક વિષયો સંબંધે અનેક મત હતા; અને એ વિષયો તે મુખ્યત્વે કરીને આ હતા: પુનર્જન્મ, સ્વર્ગલોક, નરકલોક અને તેમાં વસનારા આત્માઓ, દેવાધિદેવ ઇંદ્ર અને જગત્પિતા બ્રહ્મન્, ભૂતપ્રેત, વાસ્તવિક જીવો ઉપરાંત પૃથ્વી ઉપર અને વાતાવરણમાં વસતાં લોકકલ્પિત બધા પ્રકારનાં સારાં અને ભુંડાં સત્ત્વો. બુદ્ધના સમયે આ બધા વિષયોએ અમુક પ્રકારનું દૃઢ સ્વરૂપ ધારણ કર્યું હતું. વળી એવી પણ કેટલીક ભાવનાઓ તે સમયે પ્રવર્તતી હતી જે જીવનને સારા તરફ વાળતી અને ભુંડાથી દૂર રહેવા વારતી મનાતી અને તેથી તેમણે નૈતિક સ્વરૂપ ધારણ કર્યું હતું. અને મહાવીરની અને તે સમયના બીજા વિચારકોની પેઠે બુદ્ધે પણ નૈતિક સ્વરૂપે આ ભાવનાઓમાંથી પોતાની વિચારસૃષ્ટિ યોજી કાઢી છે. આમ બુદ્ધે એ ભાવનાઓ સંબંધે–ખાસ કરીને નિર્વાણ સંબંધે પોતાના વિચારો બાંધ્યા છે, પણ તે એના ઉપર વિવેચન કરવાની નહિ પણ ગ્રહણ કરવાની વૃત્તિએ, મહાવીરની પેઠે રચનાત્મક વૃત્તિએ નહિ પણ મુખ્યત્વે કરીને જીવનને સાચો માર્ગ આપે અને ઉપયોગી થઇ પડે એટલે કે નૈતિક દૃષ્ટિએ એ વિચારો બાંધ્યા છે. નિર્વાણ સંબંધેના વિચાર પણ એમની આ ભાવનામાં ઉપયોગી થઇ પડત, લોકપ્રચલિત દેવલોકને

બદલે મુક્તલોક પવિત્ર નૈતિક ભાવનાને વધારે સારી રીતે પોષત. પણ આનાથી કેવળ સ્વતંત્ર રીતે, અંતિમ જીવનહેતુ સંબંધે અમુક વિચારોને વિકસાવવા અને આધ્યાત્મિક પ્રકાશ-રૂપે એમને ધર્મભાવે સ્વીકારવા તથા ઉપદેશવા એ બુદ્ધને ઠીક નહિ લાગેલું. તે સમયના આધ્યાત્મિક વિચારો અમુક ભાવનાની અપેક્ષા રાખતા, પણ એ ભાવનાને બુદ્ધ સ્વીકારી શકયા નહિ અથવા તો તેનાથી એમનો મતભેદ હતો અને તેથી અહીં જ એમનામાં ઉણપ આવી. પુનર્જન્મ, સ્વર્ગલોક, નરકલોક વગેરે ઉપરાંત તે સમયે નિર્વાણ વિષે એવી પણ આધ્યાત્મિક ભાવના પ્રચલિત હતી જે આત્મા-જીવાત્મા-પરમાત્મામાં મળી જાય છે, વ્યક્તિ-ગત આત્મા નિખિલમાં-બ્રહ્મમાં-પવિત્રમાં પાછો જઇ મળે છે. આ જે નિત્ય નિખિલમાંથી અમુક સમયને માટે એણે વ્યક્તિગત સ્વરૂપ ધારણ કર્યું હતું તે તેમાં પાછો મળી અનંત શાન્તિ અને પવિત્ર વિરામ પ્રાપ્ત કરે છે. કંઇક આ ભાવે નિર્વાણને સ્વીકારવું એ આપણા બુદ્ધને અશકય લાગ્યું, કારણ કે વેદમાંથી ઉત્પન્ન થએલી અને તે સમય સુધી ચાલી આવતી ભાવનામાં-અદ્વૈતવાદની બ્રાહ્મણ ભાવનામાં બીજા સાધુઓ જેવી એમને શ્રદ્ધા નહોતી. એમની નજર આગળ તો ભવનું દુઃખ એવે પ્રચંડરૂપે તરી રહ્યું હતું, જગતમાં માત્ર સંસા-રને જ એવે દઢભાવે એ જોઇ રહ્યા હતા જે મુક્તાત્માઓને પાછી મળી જવા યોગ્ય સૌની નીચેની આધારભૂત ભૂમિકાને-સર્વોત્કૃષ્ટ બ્રહ્મને-એ જોઇ શકયા નહિ. બુદ્ધની ધાર્મિક નૂતનતામાં પ્રાચીન ભારતની ભાવનાઓ સાથે બીજે એક સ્થળે પણ મેળ નહોતો ખાતો; એ નૂતનતા બ્રાહ્મણધર્મમાંથી ઉત્પન્ન થએલી નહિ તેથી એના ઉપર વેદની, આધ્યાત્મિક ભાવનામાં સુજ્ઞાન એવી પ્રજાના કાવ્યની અસર થઈ શકી નહિ. આધ્યાત્મિક ભાવમાં અને તેને અનુસરીને નિર્વાણની ભાવનામાં બુદ્ધની નૂતનતા જોડાઇ નહિ. એ નૂતનતાએ ભારત નવું અને સાથે સાથે જ પુરાણું બની ગયું, અને થયું એમ જે નિર્વાણ સંબંધે પ્રશ્નો પુછાતાં મહાવીર કંઈક નવાં વિચારો આપે, પણ બુદ્ધ તો ચુપ જ રહે.

## ૬. સમુત્પાદ દ્વાદશ-નિદાનમાલા.

આમ સંસારદુઃખે અને માત્ર સંસારદુઃખે જ આપણા બુદ્ધને પ્રેર્યા હતા; એથી એમણે તપની અંતિમ સીમા ઉપરથી ખસીને સાધુજીવનને માટે સુંદર મધ્યમ માર્ગ શોધી કાઢયો, અને આ વિકાસની વિચારમાળામાં એમણે ચાર આર્ય સત્યોનું દર્શન યોજી કાઢયું અને એને અનુસરીને સર્વ દુઃખોનો ઉત્પાદ-મૂળ તૃષ્ણામાં-જીવનતૃષ્ણામાં જોયો અને એ સવ દુઃખોનો નિરોધ એમણે આઠ પ્રકારે શુદ્ધ થતા જીવનમાં માન્યો તેથી શુદ્ધ જીવનની જરૂ-રીઆત માટેની જે ભૂમિકા તે, પેલાં ચાર આર્ય સત્યો ઉપર આવી ઠરી. આપણે આગળ

જણાવી ગયા છીએ જે આ ભૂમિકાની નીચે એને આધાર આપનાર વળી એક બીજી ભૂમિકા છે અને તેથી વિચારમાં અતિ ઉંડી આ ભૂમિકા વિષે હજી આપણે બોલવું રહ્યું.

એ ભૂમિકામાં સમુત્પાદ દ્વાદશ-નિદાનમાલા છે. એમાં પ્રથમ તો તૃષ્ણાને સૌથી મૂળનો દુઃખોત્પાદ માન્યો હતો, પણ ત્યાંથી પાછા હઠતાં હઠતાં આખરે પાછા એથીયે ઉંડા મૂળ સુધી તપાસ કરતાં અવિદ્યા એ જ મૂળ દુઃખોત્પાદ રૂપે મળી આવી.

ત્યારે હવે આપણે તૃષ્ણાને લગતા વાસનાના ક્ષેત્રમાંથી આગળ નિકળીએ અને અવિદ્યાને લગતી ભાવનાના ક્ષેત્રમાં આવી પહોંચીએ. હવે આ સૌ જીવજંતુના મૂળમાં વાસના નથી, પણ અવિદ્યા અર્થાત્ મિથ્યા ભાવના છે અને તેમાંથી વાસના ઉત્પન્ન થાય છે. વાસ્તવિક રીતે તો, તૃષ્ણા મુખ્ય છે કે અવિદ્યા મુખ્ય છે એના ઉપર પ્રશ્ન આવી કરતો નથી. બુદ્ધની વિચારમાળા આ પ્રમાણે છે:

" અંધ જીવનવાસના–તૃષ્ણા–જીવને સંસારમા બાંધી રાખે છે. ત્યારે તૃષ્ણાના પરિણામનો–સંસારનો–નાશ કરવા તરફ આપણે દષ્ટિ રાખ્યા કરવી, જેથી આ જ્ઞાનની–બોધિની ભૂમિકા ઉપર રહીને એ જીવનવાસનાથી આપણે આપણું રક્ષણ કરી શકીએ અને ફળ આપતાં સત્કાર્યોથી દૂર રહેવાથી આપણે શાન્તિ પ્રાપ્ત કરી શકીએ.

હવે આમ દષ્ટિ રાખ્યે–જાગ્રતિ, જ્ઞાન, બોધિ પામ્યે–અંધ જીવનલાલસાનો, અટપટા જીવનમોહનો નિરોધ થાય છે. આથી સમુત્પાદ દ્વાદશ-નિદાનમાલામાં એ જીવનલાલસાના, એ જીવનમોહના મૂળમાં સૌથી પહેલી કડી એ અવિદ્યા છે. આપણે પોતે એ ભાવને અંધ અથવા તો અટપટો એવાં વિશેષણ આપી શકીએ, કારણ કે જેને આપણે જીવનલાલસાની અંધતા અને જીવનમોહનું અટપટાપણું માનીએ તેને બુદ્ધે પણ એ જ પ્રકારે માન્યું છે.

( આપણે જાણવું ઘટે છે કે હિંદુસ્તાનની ભાષાઓમાં વિશેષ્યને વિશેષણ દ્વારા ભાવયુક્ત બનાવવામાં આવે છે. સંસ્કૃત ભાષામાં **ग्रामाणां अपरम्, अश्वानां रत्नम्, ग्रंथानां वैविध्यम्** બોલાય છે, ત્યારે આપણે તેની જગાએ ein anderes Dorf ( = બીજું ગામ ), ein prächtiges Pferd ( ભવ્ય ઘોડો ), verschiedene Bücher ( વિવિધ ગ્રંથો ) એમ કહીએ છીએ. આમ જ્યારે તૃષ્ણાના મૂળ કારણમાં જ્યારે અવિદ્યા મુકાઇ છે, ત્યારે આપણે ટુંકામાં એને અજ્ઞાનમય તૃષ્ણા એટલે કે અંધ જીવનલાલસા, અટપટો જીવનમોહ કહી શકીએ. )

પણ બુદ્ધે અવિદ્યાની ભાવનાને કોઇ વિશેષણ આપ્યું નથી અને એને વિશેષ્ય રૂપે એકલી જ રાખી છે અને ઉત્પાદ માળાના મૂળમાં એને મુકી છે, ત્યારે એમને એથી બીજું

કંઇક ઉંડું કહેવાનું છે એ વાત પણ સ્પષ્ટ છે. બુદ્ધે અવિદ્યાને અમુક વિશેષ ભાવમાં લીધી છે, એને વિધિભાવે લીધી છે, એને સત્કાય દૃષ્ટિ–વાસ્તવિક દૃષ્ટિને ભાવે માની છે. અવિદ્યાને એમણે વિદ્યાના વિરોધભાવે માની છે. કારણ કે એમને મતે તો વિદ્યા પણ એટલી જ અસત્કાય દૃષ્ટિ છે: એ દૃષ્ટિએ સૌ મિથ્યા છે, સૌ કલ્પિત છે, અવિદ્યાએ કરીને જ સૌ રૂપમય ભાસે છે. બુદ્ધના આ સૌ વિશ્વરૂપને આપણે મિથ્યાત્વનું નામ આપી શકીએ; સૌ વસ્તુના મિથ્યાત્વની પ્રતીતિએ કરીને જ વસ્તુમાં સત્યનું આરોપણ થાય છે, કારણ કે એ દુઃખજનક અને અનિત્ય છે. અને જે અટપટી પ્રાકૃત ભાવનાએ કરીને જગતને સત્સરૂપે માની લેવાય છે અને જેને બુદ્ધ ખરેખાત અવિદ્યાને નામે ઓળખે છે તેની વિરુદ્ધ દિશામાં એ મહાપુરુષ આ મિથ્યાત્વને મુકે છે, એટલું જ નહિ, પણ (આપણે આગળ જોઇ ગયા તેમ એમની તત્ત્વવિદ્યામાં મહાવીર બતાવે છે તેવી રીતે) જે વિચારકો જગતના કારણ રૂપે મૂળતત્ત્વોને એટલે કે અસ્તિકાયને (= સત્કાયને) સ્વીકારે છે તે વિચારકોને–પ્રત્યક્ષ વાદીઓને–પણ પોતાની મિથ્યાત્વની ભાવનાને કારણે દાર્શનિકોમાંથી ટાળી કાઢી છે.

જગતની સત્તાની સામે અને બધા પ્રકારનાં રચનાત્મક દર્શનોની સામે આમ વિવેચન કર્યાથી બુદ્ધને આપણે વિવેચક દર્શનકાર માનવા પડે છે. બ્રાહ્મણ દર્શનકારોએ જીવનની અપૂર્ણતા હોવા છતાં પોતાનાં સૌ દર્શનોનો પાયો નિત્યતા ઉપર રચ્યો છે, પણ બુદ્ધે તો સંસારદુઃખની પોતાની અલૌકિક ભાવનાનો નિત્યતા સાથે કશો સંબંધ જોડ્યો નથી અને એ ભાવનાને સ્વતઃસ્થિત રાખી છે. આમ એ પોતાની સામે માત્ર દુઃખભર્યા જીવનને જ દેખે છે; અને એ જીવનને એમણે મિથ્યા, છાયારૂપ, સ્વપ્નરૂપ માન્યું છે અને એમાંથી છુટી સંભાવ્ય તરફ દોરાવું ઇષ્ટ માન્યું છે. આ પ્રકારના પોતાના ઉપદેશોથી અને સંભાષણોથી એમણે લોકને જગદ્બંધનમાંથી કાઢીને નિર્વાણ તરફ દોરવાનો પ્રયત્ન કર્યો છે.

આ ભાવના પ્રમાણે સમુત્પાદ દ્વાદશ-નિદાનમાલાને આદિ, મધ્ય અને અંત યોજી શકાય, એ હવે સારી રીતે સમજાય એમ છે. કારણ કે માલાની–સાંકળની–પહેલી કડી તે અવિદ્યા છે, આઠમી તે તૃષ્ણા છે અને અગીઆરમી તથા બારમીથી દુઃખ ઉત્પન્ન થાય છે; પહેલીમાં ચાર આર્ય સત્યો આવી રહ્યાં છે. આપણે આખી માળાને આદિ, મધ્ય ને અંતમાં આમ સંકેલી શકીએ.

અવિદ્યામાંથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે,
અને તૃષ્ણામાંથી દુઃખ ઉત્પન્ન થાય છે.

અને અંદર એ વસ્તુસ્થિતિ આ પ્રમાણે મુકવામાં આવી છે:

વાસ્તવિકતા ઉપરના ભ્રમભર્યા વિશ્વાસને લીધે માણુસ એની વાસનામાં તણાય છે, પણ એથી કશી નિત્ય વસ્તુ પ્રાપ્ત થતી નથી, તેથી સંસારવાસનાને પરિણામે ભ્રમણ, ક્રંદન, વ્યાધિ, શોક, દારિદ્રય અને મૃત્યુ વાળું મિથ્યા સંસારબંધન આવે છે.

ઉત્પાદ માળાની વચલી કડીઓ હજી આપણે જોવાની રહી. આદિ અને મધ્ય વચ્ચે છ કડીઓ છે તથા મધ્ય અને અંત વચ્ચે બે છે. પ્રથમની છ આ પ્રમાણે છેઃ

૨. સંસ્કાર,

૩. વિજ્ઞાન,

૪. નામ અને રૂપ,

૫. ષડાયતન—છ ઇંદ્રિય પ્રદેશ. પાંચ ઇંદ્રિયોમાં ભારતવાસીઓ મનસને ઉમેરી છ કરે છે.

૬. સ્પર્શ અને

૭. વેદના.

દરેક કડી પોતાની પાછલી કડીને આધારે રહેલી છે અને તેથી પહેલી અને આઠમી કડી એ બેના સાથે વિચાર કરતાં આ નીચેની શ્રેણી યોજી શકાયઃ

અવિદ્યામાંથી સંસ્કાર ઉત્પન્ન થાય છે, એમાંથી વિજ્ઞાન ઉત્પન્ન થાય છે, એમાંથી નામ અને રૂપ ઉત્પન્ન થાય છે, નામ અને રૂપમાંથી છ ઇંદ્રિયપ્રદેશ ઉત્પન્ન થાય છે, એમાંથી સ્પર્શ ઉત્પન્ન થાય છે, એમાંથી વેદના ઉત્પન્ન થાય છે અને એમાંથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે.

અવિદ્યાથી તૃષ્ણા સુધી વિસ્તરતા માનવભવના પ્રદેશના આથી સંખ્યાબંધ ઉપપ્રદેશ બને છે, અને એ આખા ક્રમને આપણે શારીરિક અને માનસિક ભાવે સમજવાને છે. અને હવે બુદ્ધને સમજાય છે—આપણે એમના વિચારક્રમને યુરોપિયન પદ્ધતિએ વિચારીએ—જે અજ્ઞાનજનિત સંસારબંધનની ભૂમિકા ઉપર વ્યક્તિજીવનના આરંભમાં પ્રથમ તો એને અનુકૂળ પ્રવૃત્તિ રચાય છે. ત્યાર પછી એ સંસ્કાર એને દોરીને સર્વ સામાન્ય વિજ્ઞાનના એટલે કે એકતા અને ભેદભાવ સમજવાની સાદી શક્તિના પ્રદેશમાં લેઇ જાય છે, આમાં માનસિક ગતિ થાય છે અને એને આપણે મૂળ ચેતના કહી શકીએ. આ શક્તિમાંથી વળી નામના અને રૂપના ભેદની જાગ્રતિ થાય છે અને એથી માણુસ પોતાને સત્ય રૂપે અને બાહ્ય જગતને નામ રૂપે ઓળખે છે. અને આ સત્ય તથા નામ વચ્ચેનું ભેદભાન વિસ્તરતાં તેમાં છ ઇંદ્રિય પ્રદેશ ઉમેરાય છે, એટલે કે પોતાની જાત અને બાહ્ય જગત્ વચ્ચે; દષ્ટિ અને દશ્ય વચ્ચે, શ્રવણ અને શ્રાવ્ય વચ્ચે અને એવાં બીજાં ઇંદ્રિયજન્ય

અનુરૂપ આવે છે. આ અનુરૂપથી વળી સ્પર્શ એટલે કે બાહ્ય જગત્ દ્વારા ઈન્દ્રિયજન્ય અસર થાય છે અને એ અસરે કરીને વિષયની વેદના–અનુભવ–થાય છે. એ અનુભવથી પુનરાવૃત્તિની અને સ્થાયીત્વની વાસના એટલે કે જીવનવાસના–તૃષ્ણા–જાગે છે.

જીવનતૃષ્ણામાં દોરી જનાર માનસ–શારીરિક માળાની આ રીતની છુટી છુટી કડીઓ આપણને સ્પષ્ટ રીતે નહિ સમજાય. બુદ્ધે પણ પોતાના વિચારક્રમમાં આપણને સમજાય એવી ભાવનાઓ સાથે કેટલીક એવા પ્રકારની અનિશ્ચિત ભાવનાઓ ગુંથી છે, કે જે ગુંથવાની હિંદુ દર્શનશાસ્ત્રમાં જરૂર પડે છે અને જેની અંદર નામ અને રૂપથી યોજાએલાં ભાવનાદ્વંદ્વનાં ચિન્હ અતિ પ્રાચીન કાળથી નજરે પડે છે.

સમુત્પાદ દ્વાદશનિદાનમાલાનો બીજો ભાગ હજી બાકી છે. અને એની ચાર કડીઓ આ અનુક્રમે છે.

૯. ઉપાદાન,
૧૦. ભવ,
૧૧. જાતિ અને
૧૨. જરા મરણ, વ્યાધિ અને વેદના, દુઃખ, શોક અને નિરાશા.
( શોક, પરિવેદના, દુઃખ, દુર્મનસ્ત્વ અથવા ક્લેશ. )

ભાવ એવો છે કે જે તૃષ્ણાથી (૮) બંધન આવે છે, એટલે કે તૃષ્ણાના વિષયમાં અથવા હેતુમાં બંધન આવે છે. અને આ બંધન જીવને સંસારમાં જરૂર બાંધી રાખે છે અને તેથી એને નવો ભવ લેવો પડે છે. નવા ભવને કારણે નવો જન્મ લેવો પડે છે અને તેની સાથે માનવજન્મનાં બીજાં દુઃખ, જરા અને મૃત્યુ, વ્યાધિ અને વેદના આદિ આવે જ છે.

હવે આમ આપણે સમુત્પાદદ્વાદશનિદાનમાલાને, જરૂર પુરતી, સ્પષ્ટ કરી છે. બુદ્ધને પોતાને પણ એમ લાગેલુ કે આ વિગતવાર ક્રમ ઘણા લોકોને ઉપદેશમાં અનુકૂળ નહિ થઇ પડે. તેથી એમણે એને લઘુ સ્વરૂપે ચાર આર્ય સત્યોમાં ગોઠવી દીધો છે અને એટલા માટે મુખ્યત્વે કરીને દુઃખમાંથી છોડવનાર આર્ય અષ્ટાંગિક માર્ગ ઉપર દૃષ્ટિ રાખી છે. અને તેથી બુદ્ધના ઉપદેશમાં આ ચાર આર્ય સત્યો અને માત્ર એ જ મહત્ત્વનાં અને વિશેષ મનાયાં છે. આપણે તો આ સમુત્પાદદ્વાદશ નિદાનમાલાની વિગતમાં કંઇક ઉંડા ઉતર્યા, કારણકે–મહાવીરની અહિંસા અને બુદ્ધની મિત્રભાવના ઉપરથી–આખું ઉપદેશ વસ્તુ જોવા ઇચ્છતા હતા, અને એ ઉપદેશ વસ્તુ અહિંસા અને મિત્રભાવનાને આધારે યોજાયું હતું. વળી એ બે મહા પુરુષો વચ્ચેનો જે ભેદ આપણે

શરુઆતમાં જોયો હતો તે આથી વધારે સ્પષ્ટ થયો છે. વળી એમનાં દાર્શનિક તત્ત્વોમાં પણ એ એક બીજાથી સંપૂર્ણ રીતે જુદા છેઃ એક રચનાત્મક છે, બીજા વિવેચક છે,–એક પોતાના જગતસ્વરૂપને વિસ્તારને। અને મુક્તભાવે ચીતરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે બીજા એને સંકોચવાનો અને નિશ્ચિતભાવે વિચારવાનો પ્રયત્ન કરે છે.

પણ આપણા ધર્મ સંસ્થાપકોની દાર્શનિક ભાવનાના આ ભેદ બતાવીને જ આપણે આ પ્રકરણ બંધ નહિ કરીએ, અથવા તો એ બે મહા પુરુષોમાં બીજા પણ મળી આવતા વધારે ભેદ ફરી વાર નહિ તપાસીએ. હવે તો આ સ્થળે, એ બે કયાં એક છે, કયા મત એ બેને સમાન છે એ જ તપાસીએ. બુદ્ધ અને મહાવીર એ બંને ક્રાઇસ્ટ પહેલાંના ઉત્કર્ષ-જુગના માનસિક અને આધ્યાત્મિક નેતા હતા. એમણે બંનેએ સાધુ સંઘો સ્થાપ્યા છે, પોતપોતાના ગુરુઓના ઉપદેશોને અને એમની બીજી જીવનચર્યાને આધારે એ બંને સાધુ સંઘોએ પુષ્કળ ધાર્મિક સાહિત્ય રચ્યું છે. એ સંઘો અને એ સાહિત્ય આજ સુધી ચાલ્યાં આવે છે અને હજીયે પુરુષાર્થ આચરવાની શક્તિ ધરાવે છે. એ સાહિત્ય ઉપરથી એ બંને મહાપુરુષોને આપણે સ્પષ્ટ રૂપે જાણવાને ભાગ્યશાળી થયા છીએ. આપણને આનંદ થાય છે કે વેદમાં જ નહિ પણ પ્રાચીન ઇંડોજર્મન ધર્મમાં જડાએલો પ્રાચીન ભાવના–વિકાસ એ બે ઉપદેશકોએ જુદી જુદી દિશામાં સંપૂર્ણ રૂપે ખીલવ્યો છે. આપણે હજી સમસ્ત મનુષ્ય-ત્વના ટુકડા કરી કુટુંબોમાં અને જાતિઓમાં જ ભરાઇ રહેવું જાણીએ છીએ અને તેથી એના જ વિકાસમાં બધાં પ્રકાશબિંદુ જોઇએ છીએ, તેથી આપણા ધર્મ સંસ્થાપકે આપ-ણને જે ધર્મ આપ્યો છે તેનું મહત્ત્વ એના અસંખ્ય શિષ્યોમાં જ રહ્યું છે અને હજી રહે છે, એટલું જ નહિ પણ પ્રાચીન ઇંડોજર્મન અને પ્રાચીન એશિયન આત્માના પ્રકાશ રૂપે પણ એનું મહત્ત્વ આપણામાં જ રહ્યું છે ને રહે છે. પણ જે પ્રકાશ બિંદુઆપણને ભારતે–મુખ્યત્વે કરીને વેદ–બ્રાહ્મણ ધર્મે, બુદ્ધ ધર્મે અને જૈનધર્મે એ ત્રણ ધર્મે–આપ્યાં છે એ ગ્રીક–પેલેસ્ટાઇનની પ્રાચીનતાનાં પ્રકાશ બિંદુઓને, હોમરની પ્લેટોની કે એરિસ્ટોટલની, મોઝીઝની કે ક્રાઇસ્ટની ભાવનાઓનાં પ્રકાશ બિંદુઓને કદી નહિ ઢાંકે એ વાત સાચી; પણ છતાંયે એ નવા પ્રદેશો ઉપર પ્રકાશ પાડે છે, નવા રંગ ઉમેરે છે, સર્વસામાન્ય પ્રકાશને વધારે ઉજ્જ્વળ કરે છે; અને આ જ પ્રકાશ આપણા આત્માને જોઇએ છે, એની જ જરૂર છે. પ્રાચીન એશિયન–યુરોપિયન પ્રકાશકો ઉપરાંત દૂર પ્રદેશના પ્રકાશકોને પણ સંસ્કૃતિજગતના સ્મૃતિ ગ્રંથમાં સ્થાન છે જ, કારણ કે આપણા પ્રકાશકે કહ્યું છે જે 'મારા પિતાના ઘરમાં ઘણા ઓરડા છે.'

## બે ભારત-ક્રિશ્ચિયન સમાનતાઓ.

સરખાં કારણે સરખાં કાર્ય નિપજે. જ્યાં મનુષ્ય સ્વભાવ અમુક ભાવનાઓ સંબંધે અને અમુક ઉદ્દેશો ઉપર વિચાર કરે, ત્યાં દેશકાળ ગમે એટલે દૂર હોય તો પણ તેમાં અમુક પ્રકારની સમાનતા હોવાની જ. ધાર્મિક ભાવનામાં હમેશાં અંતરની આસ્થા અને અંતરની ભવ્યતા હોય છે એટલું જ નહિ, પણ એ આસ્થા અને ભવ્યતાને અનુરૂપ બહારનો કર્મકાંડ પણ હોય છે જ; એને અંગે ભોગ અપાય છે, સત્કાર્યો કરાય છે, વ્રતો અને આજ્ઞાઓ પળાય છે અને માત્ર એટલું જ નથી; ભાષા અને વિચાર પ્રકટ કરવાના વિધિ પણ અમુક વિશેષ પ્રકારનાં સ્વરૂપ ધારણ કરે છે અને એને અનુરૂપ ચિત્રો આંકે છે. ત્યારે પરિણામ એવું આવે છે કે જે ધર્મોને એક બીજા સાથે કશો જ ઐતિહાસિક સંબંધ હોતો નથી તેમાં પણ અનેક પ્રકારની એકતા મળી આવે છે અને અહીં તહીં દેખીતી રીતે અમુક પ્રકારના સમાન વિધિ તરી આવે છે. ત્યારે એવી રીતે થોડી ઘણી એવી સરખા પ્રકારની સમાનતા વિષે આપણે હવે વાત કરીએ. આવા પ્રકારની બે સામાનતાઓ અહીં રજુ કરીશ અને તે ભારત-ક્રિશ્ચિયન સમાનતાઓ છે; તેમાંની એક મહાવીર અને ક્રાઇસ્ટ વચ્ચેના વિચાર સંબંધની છે અને બીજી બુદ્ધ અને ક્રાઇસ્ટ વચ્ચેના સંબંધની છે.

મહાવીરના ધર્મશાસ્ત્રોમાં એટલે કે જૈનશાસ્ત્રોમાં **નાયાધમ્મકહાઓ** (= દૃષ્ટાન્તો અને ઉપદેશો!) નામે એક ગ્રંથ છે. દેખીતી રીતે અમુક શબ્દોને ના અનુસરીએ પણ એમાંના ભાવોને અનુસરીએ તો જુદે જુદે પ્રસંગે મહાવીરે ઉચ્ચારેલાં વચનો એ ગ્રંથમાં છે, અને એ વચનોમાં બીજા ઉપદેશ ઉપરાંત અમુક દષ્ટાન્તો મળી આવે છે. એ ગ્રંથના સાતમા અધ્યાયમાં એવી રીતે રોહિણીનું દૃષ્ટાન્ત આવે છે. રોહિણીનો અર્થ વર્દ્ધનશાલી છે, આપણા નવા કરારમાં આવેલા પોંડ સોંપ્યાના દૃષ્ટાન્તને મળતું આ દૃષ્ટાન્ત છે. એ દૃષ્ટાન્તની કથા કંઇક વિસ્તારથી આપેલી છે, પણ અહીં એનો ( વિલ્હેલ્મ હિતેમાન, જે એક વાર મારો વિદ્યાર્થી હતો અને જે આજે રણસંગ્રામમાં સુતો છે તેના die gnata-Erzahlungen-જ્ઞાતકથાઓ-[ સ્ટ્રાસ્બુર્ગ-૧૯૦૭ ] નામના ગ્રંથમાંથી ) ટુંકો સાર આપું છું:

### સમાપ્તિ ભાગ.

### ૧ સોંપેલા દાણાનું મહાવીરનું દૃષ્ટાન્ત.

રાજા શ્રેણિકના સમયમાં રાજગૃહમાં ધન નામે એક વેપારી રહેતો હતો. એને ચાર પુત્રવધૂઓ હતી.

આ સ્ત્રીઓના આચાર વિચારની—અને ખાસ કરીને ઘર સાચવવાની એમની કાળજીની અને ઘર ચલાવવાની એમની બુધ્ધિની—પરીક્ષા કરવાનો વિચાર એક દિવસ એ શેઠના મનમાં આવ્યો. એટલા માટે એ દરેક પુત્ર વધૂને એણે ડાંગરના પાંચ પાંચ દાણા સોંપ્યા અને એમને કહ્યું કે હું પાછા માગું ત્યાં સુધી એ દાણાને તમારે સારી રીતે સાચવવા. સૌથી મોટી જે ઉજ્ઝિકા ( = ઉડાઉ ) હતી એણે તો એ વાત ધ્યાનમાં પણ ના લીધી; એણે તો વિચાર્યું જે વડીલના કોઠારમાં ઘણીયે ડાંગેર ભરી છે, ત્યારે આટલા દાણા સાચવવાની મારે શા માટે ચિન્તા કરવી? જ્યારે એ દાણા એ પાછા માગશે, ત્યારે હું બીજા પાંચ લાવીને આપી દઇશ. એવો વિચાર કરીને એણે એ દાણા ફેંકી દીધા. બીજી પુત્રવધૂ જે ભોગવતી ( વિલાસ કરનારી ) હતી એણે પણ એવા જ વિચારે પોતાના દાણા ફેંકી દીધા. ત્રીજી જે રક્ષિકા ( સાચવનારી ) હતી એણે એ દાણાને લુગડામાં વીંટાળીને પોતાના દાગીનાના ડબામાં મુકી ઉશીકા નીચે મુકયા. પણ ચોથી જે રોહિણી ( વધારનારી ) હતી તેણે એ દાણા વાવ્યા ને લણ્યા. એમાંથી પેદા થએલા દાણા ફરી વાવ્યા ને ફરી લણ્યા અને એમ કરતે કરતે પાંચ વર્ષમાં તો એક મોટો કોઠાર ભર્યો.

હવે ધને પોતાની પુત્રવધૂઓ પાસેથી તેમને પોતે સોંપેલા દાણા પાછા માગ્યા.

ઉજ્ઝિકાએ બીજા પાંચ દાણા ધર્યા; પણ એની દગાઇ પકડાઇ આવતાં જ એને તે કબુલ કરવી પડી અને રોજ ઘરની રાખ સાફ કરવાની સજા થઇ—સારાંશઃ જે માણસ સાધુ અથવા સાધ્વી થઇને પાંચ મહાવ્રત પાળતું નથી. પણ ફેંકી દે છે તે આ ઉજ્ઝિકાના જેવો ને અને એના જેવી જ સજા એને ભોગવવી પડે છે.

ભોગવતીનું આચરણ પણ પકડાઇ આવ્યું ને એને પણ સજા થઇ, પણ એની સજા એની જેઠાણીના કરતાં ઓછી હતી, કારણ કે એણે સસરાની આજ્ઞાની અવગણના અવજ્ઞાને કારણે નહિ પણ વિલાસિતા અને બેદરકારીને કારણે કરી હતી અને એને ઘંટી દળવાનું અને રસોઇ કરવાનું કામ સોંપ્યું—સારાંશઃ જે સાધુઓ અને સાધ્વીઓ પંચમહાવ્રત પ્રત્યે બેદરકાર રહે તેમને ભોગવતીના જેવી સજા ભોગવવી પડે.

રક્ષિકાએ પોતાના સસરાની આજ્ઞા શબ્દો પ્રમાણે જ પાળી, તેથી બદલામાં એને ઘરની સામાન્ય દેખરેખ રાખવાનું કામ સોંપાયું—સારાંશઃ પંચમહાવ્રતોનું જે માણસ શબ્દે શબ્દ પ્રમાણે પાલન કરે છે તેની આ રક્ષિકાની પેઠે સાધુઓ અને પવિત્ર શ્રાવકો સ્તુતિ કરે છે અને તેને માન આપે છે.

પોતાનો હિસાબ આપવામાં રોહિણી સ્વાભાવિક રીતે જ સૌથી સરસ ઉતરી, એને પોતાના દાણા વધારવાની આકાંક્ષા થઇ અને તેથી ધીરે ધીરે એણે પોતાનો ભંડાર ભરી દીધો. એનું આચરણ જાણવામાં આવતાં ધન શેઠે આ પુત્રવધૂને પોતાના ઘરના અને કુટુંબના વ્યવહાર ઉપરની કુલ સત્તા સોંપી, અને બધા વિષયોમાં એના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો.–સારાંશઃ જે પાંચ મહાવ્રત પાળીને જ સંતોષ નથી પામતો, પણ એને વિસ્તારીને પાળે છે તેને આ રોહિણીની પેઠે આ ભવમાં ધર્માત્માઓ પૂજે છે અને પછી એ મુક્તિ પામે છે.

વાચક જોઇ શકશે કે આપણું આ દૃષ્ટાન્ત બહુ સંભાળથી યોજી કાઢ્યું છે અને એમાં સ્ત્રીઓનાં નામ પણ ભાવસૂચક રાખ્યાં છે. મહાવીર અને બુધ્ધ બંને વિચાર પ્રદેશમાં બહુ સારી રીતે કેળવાએલા હતા, તેથી એમણે આપેલાં દૃષ્ટાન્તો અને બીજાં કથનો પણ સારી રીતે વિસ્તારથી અને પધ્ધતિસર છે. વળી એ બંને ઉપદેશકો–અને તેમાં યે મહાવીર કરતાં બુધ્ધ વધારે–પ્રાચીન ભારતની શિક્ષા પ્રણાલીને અનુસરી, ફરી ફરીને આવતા એના એ જ પ્રસંગને અથવા વિચારને એના એ જ શબ્દોમાં વર્ણવે છે, અને તેથી એવાં પુનરાવર્તનને કારણે ઘણી વખત આપણને કંટાળો આવે છે, કારણ કે આપણને તો વિવિધતા વધારે ગમે છે; પણ એવાં પુનરાવર્તનથી ભારત શ્રોતાઓનું, ઉપદેશના વિચાર ગ્રહી લેવાનું તેમને દૃઢ કરી દેવાનું ને સ્મરણમાં રાખવાનું કામ બહુ સફળ થઇ જાય છે. આપણે જોઇએ છીએ જે બાઇબલના નવા કરારમાં આવતી સુવાર્તાઓમાંના આવા જ પ્રસંગો શિથિલ અને અપૂર્ણ છે. અને એના કરતાં આપણી આ કથાના પ્રસંગ બરાબર નિશ્ચિત ભાવે અને પધ્ધતિસર વર્ણવીને એને દૃષ્ટાન્તનું સ્વરૂપ આપવામાં વધારે કુશળતા દાખવી છે. ભારત પધ્ધતિ અને પ્રકટી કરણ સાથે સરખાવતાં ક્રાઇસ્ટમાં એ પ્રકારનો વિકાસ બહુ અલ્પ છે.

માત્થીની સુવાર્તામાં (૨૫: ૧૪ થી ) એક માણસનું દૃષ્ટાન્ત આવે છે. પરદેશ જતી વેળાએ એ પોતાના ત્રણ ચાકરોમાંથી એકને પાંચ ટેલન્ટ (પૌંડ), બીજાને બે અને ત્રીજાને એક આપે છે અને એ દરેકની શક્તિને અનુસરીને છે; પહેલા બે એમાંથી નફો કરે છે, ત્રીજો પોતાના ટેલન્ટને દાટી રાખે છે. પણ વળી લ્યુકની સુવાર્તામાં (૯: ૧૨ થી) એક ઉમરાવોની વાત આવે છે. રાજપાટ મેળવવાને એ ઉમરાવ પરદેશ નિકળે છે, તે વેળાએ પોતાના દશ ચાકરોને દરેકને એક એક પૌંડ આપે છે ને 'જ્યાં સુધી હું આવું ત્યાં સુધી એ પૌંડ રાખજો ' એમ જણાવે છે. જ્યારે એ પાછો આવે છે ત્યારે જુએ છે કે પહેલો ચાકર એક-માંથી દશ પૌંડ કમાયો છે; અને એને એ દશ ગામનો અધિકાર સોંપે છે. બીજો

પાંચ કમાયો છે, તેથી એને પાંચ ગામનો અધિકાર સોંપે છે ત્રીજાએ પોતાના પૌંડને રૂમાલમાં બાંધી રાખ્યો છે ને તેથી કશું કમાયો નથી; ઉમરાવ એનો એ પૌંડ ખુંચાવી લે છે ને પહેલા ચાકરને આપે છે. બાકીના ચાકરો સંબંધે કશું જણાવ્યું જ નથી.

આમ ક્રાઇસ્ટમાં આપણને દૃષ્ટાન્તનું એકતાસૂચક કશું બંધન નજરે પડતું નથી. મુખ્યત્વે કરીને તો પરીક્ષામાં મુકેલા માણસોની સંખ્યા જ અનિશ્ચિત છે. એક કથામાં ત્રણ કરતાં વધારે માણસો છે, તેથી એમ લાગે જે એમણે પણ ધણીનો સોંપેલો માલ બગાડી નાખ્યો છે એવો અર્થ નિકળે. માત્થીમાંનો ત્રીજો માણસ પોતાના ટેલંટને દાટી મુકે છે તેથી એના કરતાં લ્યુકમાંના ત્રીજા માણસની પોતાના પૌંડને સાચવવાની રીત ઉંચા પ્રકારની છે, કારણ કે એ રૂમાલમાં બાંધી રાખે છે. પણ આપણી ભારતની કથામાંની રક્ષિકાની રીત એથી યે સારી છે કારણ કે એ પોતાના ડાંગરના દાણાને લુગડે બાંધીને દાગીનાના ડબામાં મુકે છે. વળી માત્થીની કથાને અંતે ( ૨૫ : ૨૬ ) 'તેં જે મુક્યું નથી તે લે છે, અને તેં જે વાવ્યું નથી તે લણે છે' એ શબ્દો પણ જોવા જેવા છે, કારણ કે એમાંના વિચારોની ભૂમિકામાં ખેડુતની ભાવના છે, અને તેથી ભારતના દૃષ્ટાન્તને પુરેપુરી અનુરૂપ છે; ક્રાઇસ્ટના દૃષ્ટાન્તના બાકીના બીજા બધા વિચારની ભૂમિકામાં વેપારીની ભાવના છે; કારણ કે એ દાણા વાવવાની કે લણવાની વાતો નથી કરતો, પણ પૌંડના વેપારની વાતો કરે છે.

આપણાં દૃષ્ટાન્તોની ભારતીય અને ક્રિશ્ચિયન રચના સંબંધે ચર્ચા કરતાં **વિલ્હેલ્મ હિતેમાન** એના ઉપર જણાવેલા ગ્રંથમાં આ પ્રમાણે નિર્ણય આપે છે:

"આ દૃષ્ટાન્તોની રચના ઉપરથી સાહિત્યિક સંબંધ વિષે એવું કહી શકાય જે ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ૫૦૦ વર્ષ પહેલાં ભારતના લોકો એ બાબતમાં ઘણું શીખ્યા હતા."

હિતેમાનનો એવો મત છે જે આ દૃષ્ટાન્ત કોઇ રીતે ભારતમાંથી પેલેસ્ટાઇનમાં ગયું હોવું જોઇએ અને ક્રાઇસ્ટે એને ઉપાડી લીધું હોવું જોઇએ. મેં મારી પ્રસ્તાવનામાં જણાવી જ દીધું છે જે મહાવીર અને ક્રાઇસ્ટ વચ્ચેની તરી આવતી આ સમાનતા અને તો કોઇ બીજી જ રીતે થઇ આવી જણાય છે. આધ્યાત્મિક અશક્તિ સ્પષ્ટ રૂપે તારવી દેખાડવાને સારૂં દરેક ઉપદેશક જીવનની પ્રત્યક્ષરૂપે દેખાતી શક્તિ અને અશક્તિ વર્ણવી દેખાડે છે. આપણા દૃષ્ટાન્તમાં વિકસેલો જોયો એમ, કેવળ સ્વતંત્ર અને મનુષ્યજીવનમાં અનુભવાએલો વિચાર બંનેને સરખી રીતે આવ્યો હોય અથવા તો આપણે આગળ જોયું તેમ બે પ્રજાઓ વચ્ચેનો સાહિત્ય-સંબંધ કોઇ રીતે બીલકુલ તુટી ગયો હોય તો ય પૂર્વની રચનાને આધારે

રચાએલી પછીની રચના રહી ગઇ હોય તો મહાવીરને અને ક્રાઇસ્ટને એ સમાન રચનાને માટે પૂર્વનો સ્વતંત્ર આધાર મળ્યો હોય; ત્યારે જે સંબંધ દેખાય છે તે આમ વર્ણવી શકાય:

અને પાછો, પાંચસો વર્ષ પછી
વિચારમાં એ જ માર્ગે પ્રયાણ કરતો
એક નવો અને મોટો ઉપદેશક આવ્યો.

[ મહાવીર ઉપરાંત બીજા એક બ્રાહ્મણ ધર્મના કવિએ આપણા આ મહાવીરના દૃષ્ટાન્તને અનુરૂપ દૃષ્ટાન્ત આપ્યું છે, અને એ પણ ઉપદેશસૂચક છે. એ આ પ્રમાણે છે.

ત્રણ વેપારીઓ પરદેશમાં નિકળે છે; દરેકની પાસે થોડું થોડું ધન છે. એક એમાંથી ખુબ કમાયો, બીજો માત્ર પોતાનું મૂળ ધન જ પાછું ઘેર લાવ્યો અને ત્રીજો તો તે પણ ગુમાવીને આવ્યો. આ ઉપરથી શીખવાનું કે મનુષ્યજીવન ધન છે, સ્વર્ગ તે કમાણી છે. જે માણસ પોતાનું ધન ગુમાવે છે તે નીચી યોનિમાં જન્મ પામે છે. જે માણસ પોતાનું ધન પાછું ઘેર લાવે છે તે ફરી મનુષ્ય યોનિમાં અવતરે છે. પણ જે કમાણી કરે છે, તેની સરખામણી દેવલોકને પામનાર જ્ઞાની પુરુષ સાથે થઇ શકે.

Indian und das Christentum–( ભારત અને ખ્રિસ્તિધર્મ ) એ નામના પુસ્તકમાં પૃ. ૪૨–૪૪ ઉપર (Garbe) આ દૃષ્ટાન્તના બે જૈન સ્વરૂપ સંબંધે વિશેષ ચર્ચા કરે છે. ]

## બુદ્ધ અને પ્રલોભક

હવે આપણા ધાર્મિક ઇતિહાસના બીજી સમાનતા તપાસીએ. તેમાં બુદ્ધ અને ક્રાઇસ્ટ બંનેની પાસે પ્રલોભક આવે છે એ સંબંધે વર્ણન છે. આ વિષયની બહુ વિદ્વત્તાભરી આલોચના થઇ છે અને તેમાં બુદ્ધના જીવનની હકીકત આપનાર તથા કંઇક અંશે કાલ્પનિક ભાવે ઓપ ચઢાવનાર બૌદ્ધ સાહિત્યમાંથી એ પ્રલોભકનો અનેક પ્રકારનો ઇતિહાસ એકઠો કર્યો છે અને તેનો અનુવાદ કર્યો છે. આ આલોચના એન્સ્ર્ટ વિન્દિશે (Ernst Windisch ) કરેલી છે અને 'માર અને બુદ્ધ' એ નામથી Abhandlungen der Sachsischen Gesellschaft der Wisseanschaften માં ( સૅક્સનિના વિજ્ઞાનમંડળની ગ્રંથમાળામાં ) પ્રકટ થઇ છે. તથા હેરમાન ઓલ્ડનબર્ગે ( Hermann Oldenberg ) 'બુદ્ધ' નામે પોતાના પ્રખ્યાત ગ્રંથમાં ( બે વર્ષમાં જેની સાત આવૃત્તિઓ નીકળી છે ) જ નહિ પણ 'બુદ્ધ ધર્મમાં સેતાન' નામના નિબંધમાં ( Aus Indien

and Iran=ભારત અને ઇરાનમાંથી, ૧૮૯૯, પૃ. ૧૯૧-૧૦૭) પણ આ સંબંધેની હકીકત તારવી કાઢી છે. વળી ગાર્બેએ (Garbe) પણ એ સંબંધે એના ગ્રંથમાં પૃ. ૫૦-૫૬ ઉપર લખ્યું છે.

આપણે એ પણ જાણવું જોઇએ જે પ્રલોભકની સમાનતા બુદ્ધ અને ક્રાઇસ્ટથી પણ પ્રાચીન છે. પારસી ધર્મના સંસ્થાપક ઝરથુસ્ત્ર, જે બુદ્ધ પૂર્વે બસો વર્ષ ઉપર થઇ ગએલા, તેમની પાસે પણ પ્રલોભક ગએલો. આમ આઠસો વર્ષના અરસામાં એશિયાના ધર્મ-ઇતિહાસમાં પ્રલોભનની ભાવના કમમાં કમ ત્રણ વાર દેખાય છે. પણ આપણને પોતાને જ એક પ્રકારનું પ્રલોભન-સૈકાઓ થયાં ચાલી આવતી એ ભાવના ઉપર વિચાર કરવાનું પ્રલોભન-નથી થઇ આવતું? બરાબર તપાસીએ તો પ્રલોભકનો એ ઇતિહાસ બાહ્ય અને આન્તર એમ બે ભાગે વહેંચાએલો છે. પહેલામાં ધર્મસંસ્થાપકનો સાચો અનુભવ હોય છે અને તેમાં અમુક સમયે નિર્બળતાનું જે આક્રમણ થાય છે તેના ઉપર એમણે મેળવેલા વિજયનું વર્ણન આવે છે. બીજામાં સંસારના પ્રલોભન ઉપર અમુક ધર્મસંસ્થાપક વીરે જે વિજય પ્રાપ્ત કરેલો તેનું કાવ્યરસિક વર્ણન આવે છે. બીજા પ્રકારનું જે વર્ણન તે સ્વાભાવિક રીતે જ પહેલા પ્રકારના વર્ણન ઉપર ઓપ ચઢાવીને કરેલું હોય છે. પણ ઝરથુસ્ત્રના પ્રસંગની પેઠે, જ્યાં પ્રલોભકના ઇતિહાસનો માત્ર બાહ્ય ભાગ જ હોય છે, ત્યાં માનસિક અનુભવને આધારે રચાએલો છે કે કેમ તેનો નિર્ણય આપણે કરી શકતા નથી. ઝરથુસ્ત્રના ધર્મમાં અસુરાત્મા-અંધકારનો આત્મા-અંગ્ર મૈન્યુ (અહિમન્) સુરાત્મા-પ્રકાશના આત્મા-અહુર મઝ્દ (ઑરમઝ્દ) સાથે જુદ્ધ કરે છે અને સ્વાભાવિક રીતે જ આ જુદ્ધ સુરાત્માના પયગંબર-ઝરથુસ્ત્ર સામે પણ થાય છે.

"અસુરાત્મા હવે દૂર ઉત્તરમાંથી નિકળી આવે છે અને પયગંબરનો ઘાત કરવાને માટે એક રાક્ષસને મોકલે છે. પણ ઝરથુસ્ત્રના ઓજસ્‌ને અને એમનો પવિત્ર શબ્દને લીધે એ રાક્ષસને નાશી જવું પડે છે. ત્યારે હવે અંગ્ર મૈન્યુ પોતે આવે છે અને ઝરથુસ્ત્રને કહે છે: 'સુરાત્માનો અનાદર કર; તો પછી પૃથ્વી ઉપર હજાર વર્ષ રાજ્ય કરવા પામશે.' પણ ઝરથુસ્ત્ર અંગ્ર મૈન્યુની વાત સ્વીકારતા નથી અને સામો ઉત્તર દે છે: 'ના, ગમે તો મારા દેહનો, જીવનનો અને આત્માનો પણ વિનાશ થાય તોયે સુરાત્માનો અનાદર નહિ કરૂં!"

આટલે જ પુરૂં થાય છે. આ કથા ઝરથુસ્ત્રની આજુબાજુના પ્રસંગો ઉપરથી ઉપજાવી કાઢી હોય એમ ધારી લેવાય. અથવા તો એમ પણ માની લેવાય જે ઝરથુસ્ત્રે સુરાત્માઓ સાથેના પોતાના સમાગમ વિષે જેમ ઘણી વાતો કહી છે તેમ અસુરાત્માઓ સાથેના સમા-

ગમ વિષેની વાતો પણ કહી હોય અને બાઇબલના જુના કરારમાં મોઝીઝના સંબંધમાં જેમ વર્ણવ્યું છે તેમ-એકાન્તમાં પર્વત ઉપર થએલા પોતાના સમાગમનું વર્ણન એમણે પોતાના ઉપદેશમાં કર્યું હોય.

પણ પ્રલોભનના બૌદ્ધ સાહિત્યમાં તો કેવળ જુદો જ પ્રકાર છે. એમાં તો બાહ્ય અને આન્તર બંને પ્રકારના ઇતિહાસ છે, અને આન્તર પ્રકારનો ઇતિહાસ ખાસ કરીને વધારે પ્રાચીન છે, તેથી બીજો પ્રક્ષિપ્ત ભાગ રૂપે જુદો પડે છે. પણ મહત્ત્વની વાત તો એ છે જે આ બધા બૌદ્ધ ઇતિહાસે એક જ મૂળકથામાંથી જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરેલાં છે અને એ હિસાબે બુદ્ધ જ્યારે બોધ તો પામ્યા હતા પણ પોતાના પ્રચારક્રમમાં હજી સ્થિર થયા ન હોતા તેવે સમયે પ્રલોભકે એમની પાસે આવીને એમને શંકામાં નાખવાના પ્રયત્નો આદર્યા-અને વળી એવી જ બીજી મૂળકથા પ્રમાણે તે જ સમયે જગત્પિતા બ્રહ્મન્ બુદ્ધ પાસે આવ્યા અને એમને પ્રોત્સાહન આપ્યું. બંને કથાઓનો અંત સારી રીતે ઉતાર્યો છે: પહેલી કથામાં બુદ્ધ પ્રલોભક ઉપર વિજય મેળવે છે, અને બીજીમાં બુદ્ધ જગત્પિતાની વાતનો સ્વીકાર કરે છે. અને આમ આમાંની એક કથા વધારે પરતી છે ( ઓલ્ડનબર્ગના 'બુદ્ધ' પૃ. ૧૩૫ અનુસાર ), પણ પ્રલોભકે શરૂઆતમાં આણેલી નિર્બળતાને કારણે કંઇક અંશે અને પછી જગત્પિતાએ આપેલા છેવટના પ્રોત્સાહનને કારણે કંઇક અંશે બુદ્ધ પોતાના પ્રચારક્રમના નિર્ણય ઉપર આવ્યા હતા અને એ વાત પોતાના શિષ્યોને વર્ણવી બતાવી હતી એમ જો આપણે માનીએ તો, માનસિકભાવે લેતાં એ બંને કથાઓ એક-બીજાને પોષે છે ને પરિપૂર્ણ કરે છે. એ બંને હેતુઓ એક જ કથામાં જોડાયા હોત, તો તો નાટ્યરસને શોભાવનારી કથા બની જાત. પણ બુદ્ધ પોતાની વિચારમાળા એક જ પ્રસંગે પુરી કરી નાખતા નથી, પણ હમેશાં દરેક વિચારને વારંવાર ફરીફરીને વર્ણવે જાય છે, તેથી એમની આ પ્રણાલીને લીધે એ બે કથાઓ એક કથામાં જોડી શકાઇ નથી.

હવે આપણે પ્રલોભકના બે ઇતિહાસોમાં અને જગત્પિતાના ઇતિહાસમાં કંઇક વિગતવાર ઉતરીએ. એટલું કહી દેઇએ જે બૌદ્ધ 'પ્રલોભક' ની વિચાર કલ્પનાનો ઇતિહાસ ઠેઠ વેદમાંથી ચાલતો આવે છે. મુખ્યે તો મૃત્યુ અને માર એ નામો મરણનાં રૂપક નામો હતાં અને પાપ્મન્ શબ્દનો અર્થ એકવચનમાં હોય તો સામાન્ય રીતે પાપ અને બહુવચનમાં હોય તો વિવિધ પાપ, ખાસ કરીને જીવનનાં પાપ એમ કરવામાં આવતો. સંસાર માત્ર દુઃખ અને મૃત્યુને આણે છે અને એના મોહજાળને કારણે પ્રલોભક છે તેથી બુદ્ધે એને **માર મૃત્યુ** અને **પાપ્મન્**નું તેમ જ **માર પાપ્મન્** અથવા **માર પાપીયસ્**નું રૂપક આપ્યું. આપણે જોઇ ગયા એમ પ્રાચીન સમયમાં પ્રકૃતિની આભાએ અને શક્તિએ ધર્મ કલ્પનામાં

સાત્વિક દેવોનાં સ્વરૂપ લીધાં, પણ સંસારથી કંટાળેલા સાધુએ એ મોહરૂપ છે એટલે અંશે આખી પ્રકૃતિને તામસિક દેવોનાં સ્વરૂપ આપ્યાં અને તેને **મૃત્યુ** અથવા **પાપ્મન્** અથવા **માર પાપ્મન્** એવાં નામ આપ્યાં; છતાં યે સારભાવે પ્રકૃતિ જગત્પિતા **બ્રહ્મ**ના વિશ્વનું દૃશ્ય સ્વરૂપ રૂપે કલ્પાઇ હતી. બૌદ્ધ ધર્મમાં એને પ્રલોભક માનીને તામસિક દેવનું રૂપ આપ્યું છે અને **માર પાપ્મન્** નામ આપ્યું છે એટલે આપણે પણ કામ પુરતું એ નામ આપીશું. વળી એને બૌદ્ધધર્મમાં **નમુચિ**નું પણ નામ આપ્યું છે, અને એ નામ વેદમાં એક અસુરનું છે. પ્રાચીન કાળમાં મૃત્યુની સેના વિષે અનેક ઉલ્લેખ કરવામાં આવતા, તેથી બુદ્ધના પ્રલોભકને પણ એવા સાથીઓ આરોપાયા છે.

## ૧ બુદ્ધે પોતાના મૃત્યુ પૂર્વે શિષ્ય આનંદને વર્ણવી બતાવેલી પ્રલોભકની કથા—ગદ્યમાં.

એક વાર, હે આનંદ, બોધ પામ્યા પછી નિરંજરા નદીને કાંઠે આવેલા ઉરુવેલામાં પીંપળાના વૃક્ષ નીચે હું બેઠો હતો. હે આનંદ, જ્યાં હું બેઠો હતો ત્યાં **મારપાપ્મન્** આવ્યો અને આવીને મારી બાજુએ ઉભો. મારી બાજુએ ઉભા રહીને, રે આનંદ, **માર-પાપ્મન્** મને આમ કહેવા લાગ્યો:

"હવે તમે નિર્વાણમાં જાઓ, તથાગત, નિર્વાણમાં જાઓ, બુદ્ધ, તથાગતને નિર્વાણમાં જવાનો સમય આવ્યો છે. (ભાવાર્થ કે બોધે કરીને પ્રાપ્ત થએલી આત્મશાન્તિથી હવે તમે સંતોષ પામો.)"

એવી એની વાણી સાંભળીને, હે આનંદ, **મારપાપ્મન્**ને એ આમ કહ્યું:

"વિવેકી અને જ્ઞાની હોય, શબ્દને બુદ્ધિ પૂર્વક સાંભળે, વિદ્યાને જાણે, વિદ્યાને અનુસરીને વિદ્યાને ફળીભૂત કરે, શુદ્ધ વિચારો ધારણ કરે, જ્ઞાનને અનુસરીને વર્તે પોતાના ગુરુ પાસેથી જે સાંભળ્યું હોય તે વિસ્તારે, શીખવે, જાહેર કરે, વ્યવસ્થિત કરે, પ્રકટ કરે, ચર્ચે એથી વિરુદ્ધ ભાવનું હોય તેનો નિષેધ કરે, ચમત્કાર દ્વારા વિદ્યાનો પ્રભાવ બતાવે એવા સાધુઓને જ્યાં સુધી શિષ્યો ના બનાવું ત્યાં સુધી, હે પાપ્મન્, હું નિર્વાણમાં જવાનો નથી. વિવેકી અને જ્ઞાની હોય, શબ્દને બુદ્ધિ પૂર્વક સાંભળે, વિદ્યાને જાણે, વિદ્યાને અનુસરીને વિદ્યાને ફળીભૂત કરે, શુદ્ધ વિચારો ધારણ કરે, જ્ઞાનને અનુસરીને વર્તે, પોતાના ગુરુ પાસેથી જે સાંભળ્યું હોય તે વિસ્તારે, શીખવે, જાહેર કરે, વ્યવસ્થિત કરે, પ્રકટ કરે, ચર્ચે, એથી વિરુદ્ધ ભાવનું હોય તેનો નિષેધ કરે, ચમત્કાર દ્વારા વિદ્યાનો પ્રભાવ બતાવે એવી સાધ્વી-ઓને જ્યાં સુધી શિષ્યાઓ ના બનાવું ત્યાં સુધી, રે પાપ્મન્, હું નિર્વાણમાં જવાનો નથી.

( એવી જ રીતે ગૃહીઓ અને ગૃહિણીઓને માટે પણ શબ્દે શબ્દ બોલે છે. ) જે શુદ્ધાચાર હું ઉપદેશું છું તે સર્વલોક સ્વીકારે અને આચરે અને માણસ સારી રીતે વિગતવાર સમજે એવું થાય નહિ ત્યાં સુધી, હે પાપ્મન્, હું નિવાર્ણમાં જવાનો નથી.

## ૨. બુદ્ધના પરીક્ષણનું કાવ્યમાં વર્ણન.

ઉપરના વર્ણનમાં પ્રલોભક બુધ્ધને એમની યોજનામાંથી પાછા પાડવા ઇચ્છતો હતો એટલે કે બુધ્ધ પોતાનું જ્ઞાન જગત્‌ને આપે નહિ અને પોતાનો ધર્મ સંઘ રચે નહિ એવું ઇચ્છતો હતો. આ નીચેના વર્ણનમાં બે શ્લોકો ૨૧-૨૨ એ હકીકતનો ઇસારો કરે છે. પણ આપણા કવિએ એ ભાવને વિસ્તારીને ફેરવી નાખ્યો છે; એ મારની પધ્ધતિને અને બુધ્ધની સાથેના એના સંબંધને કેવી રીતે એમાં ફેરવી નાખ્યો છે તે આમાં સ્પષ્ટ થાય છે. એને મતે મારે એવી યોજના રચી છે કે બુધ્ધ પોતાના કઠોર સાધુજીવનને ત્યજી દેઇ સાંસારિક બ્રાહ્મણ ધર્મમાં પાછા જોડાય.

નિરંજરા નદીને તટે ચરમ લક્ષ્ય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતા હતા,<br>
નિર્વાણ શાન્તિ પ્રાપ્ત કરવાના વિચારમાં લીન થઇ ગયા હતા જે, એમની પાસે ૧<br>
નમુચિ ગયો, મીઠી વાણી મુખે બોલ્યો:<br>
શાક્ય પુત્ર, ઉભો થા, આ જીવન કષ્ટથી તને શો લાભ છે ! ૨<br>
તું સુકાઇ ગયો છે, દેખાવે નબળો પડી ગયો છે; મૃત્યુ તારી પાસે આવ્યું છે.<br>
તારા હજાર ભાગ તો મૃત્યુના થઇ ચુકયા છે; માત્ર એક ભાગમાં જીવન છે. ૩<br>
જીવન્તને તો જીવન શ્રેષ્ઠ છે; જીવે છે ત્યાં સુધી કર્તવ્ય કર;<br>
કારણ કે માણસ જીવે છે ત્યાં સુધી કર્મ કરે છે, જે કરવાનું છે એને તરછોડતો નથી. ૪<br>
જો તું દાન કરે અને યજ્ઞ કરે તો<br>
તને મહાલાભ થશે તારા સાધુજીવનથી શું મળવાનું છે ! ૫<br>
એ જીવનને માર્ગે જવું બહુ કઠિણ છે, એ જીવન પાર નિકળવું કઠણ ને કષ્ટજનક છે.<br>
આવાં વચન બોલીને ઉભો માર બુધ્ધની બાજુમાં. ૬<br>
એવું બોલનાર મારને તથાગતે આમ કહ્યું.<br>
લઘુ ચેતસ્ સત્ત્વ, પાપ્મન્, તું તારા સ્વાર્થને કારણે આવ્યો છે. ૭<br>
કારણ કે આવા લઘુકાર્યથી મને જરા યે લાભ થવાનો નથી.<br>
આવા કાર્યથી થવાના જે લાભ, એ તો, હે માર, તું જ બતાવે ! ૮<br>
પ્રયત્નથી હું બહુ કરી શકતો નથી, કારણ કે પ્રયત્નની સાથે જીવનનો અંત આવે છે;<br>
જે પવિત્ર જીવનચર્યાથી ફરી જન્મ આવે નહિ, અંતે મારી જાત સમર્પીશ. ૯

નદીના પ્રવાહને પણ વાયુ સુકવી શકે છે;
મારા લક્ષ્યે પહોંચવા પ્રયત્ન કરતો જે હું, એનું લોહી એ શા માટે નહિ સુકવે ? ૧૦

જ્યારે લોહી સુકાશે, કફપિત્ત પણ સુકાશે,
માંસ જ્યારે સુકાશે, ત્યારે આત્મા વધારે શાન્તિ પામશે
અને મારૂં ધ્યાન અને મારૂં જ્ઞાન અને મારો યોગ વધારે દૃઢ થશે. ૧૧

એમ કરતે કરતે જો હું મૃત્યુ દુઃખને પામીશ,
તો આત્મા મૃતદેહને નહિ જુએ; આત્માની વિરૂધ્ધતા જુઓ ! ૧૨

મારામાં ઇચ્છા છે, વળી વીર્ય છે; તેમ જ જ્ઞાન મને પ્રાપ્ત થયું છે.
જગત્માં હું એવું કંઈ જોતો નથી, જે મારામાં વીર્ય છતાં મને નમાવી શકે. ૧૩

આહ ! છેક સામાન્ય જીવન કરતાં તો જીવનને હણનારૂં મૃત્યુ ભલું !
હારીને હું જીવ્યા કરૂં તેના કરતાં તો જુધ્ધમાં મારે મરવું ભલું. ૧૪

ઇચ્છા તારો પહેલો સૈનિક છે, બીજાનું નામ નિરાનંદ છે,
ભૂખ તરસ એ તારો ત્રીજો છે, ચોથાનું નામ તૃષ્ણા છે. ૧૫

મૂઢતાને આળસ તે પાંચમો ને ભય તે છઠ્ઠો કહેવાય,
તારો સાતમો તે દ્વિધા જે દંભ તથા અભિમાન તે આઠમો. ૧૬

અને બીજા તે લાભ, કંઇ કીર્તિ, માન તથા બીજા આદર કરે નહિ;
છતાં ય પોતે પોતાની જાતને વખાણે, એવો ખોટો ઉપજાવેલો દેખાવ. ૧૭

આ તારી સેના છે, નમુચિ, કાળ બળની આ જુધ્ધ સેના છે !
જે વીર નથી તે વિજય પામે ના અને વિજય પછી લાભ પણ પામે ના ! ૧૮

મારની સેના ચારે દિશાએ જોઉં છું, પોતાના સાથીઓ સાથે માર ઘેરે છે;
જેથી જુધ્ધમાંથી હું નિકળી જાઉં, કે એ મને સ્થાનભ્રષ્ટ કરે નહિ. ૧૯

સમસ્ત જગતને અને દેવોને જિતનારી તારી આ સેનાને,
મારા જ્ઞાનને બળે વિખેરી નાખીશ, પત્થર વડે જેમ કાચા માટીના ઘડાને. ૨૦

ઇચ્છાઓને સંયમમાં લાવીને અને ધ્યાને દૃઢ કરીને પછી,
હું દેશ થકી દેશ ફરીશ ને શ્રોતાઓને ઉપદેશ આપીશ. ૨૧

એ બધા ગંભીર ભાવે લક્ષ્ય પૂર્વક મારી આજ્ઞાઓ પુરી કરશે ને
તારી ઇચ્છા વિરૂધ્ધ જશે, જ્યાં જઇને નિરાશ થશે નહિ. ૨૨

માર બોલે છે.

સાત વર્ષોથી તથાગતને પગલે પગલે પાછળ ફરૂં છું;
એ સાવધાન પ્રકાશિતને પકડવાનો લાગ ના મળ્યો. ૨૩
માંસ જેવા દેખાતા એક પત્થરને જોઇને એ ઉપર એક ગીધ બેઠો;
વખતે એમાંથી કંઇ ખાવાનું મળે, વખતે એમાંથી કંઇ સ્વાદિષ્ટ મળે. ૨૪
કંઇ સ્વાદિષ્ટ એમાંથી મળ્યું ના, તેથી પેલો ગીધ ત્યાંથી ઉડી ગયો;
એ ગીધે જેમ એ પત્થરને છોડયો, તેમ થાકીને તથાગતને છોડું છું, ૨૫
શોકે દબાઇ ગએલા એ બિચારાનો, શબ્દ એકેવાર ડુબી ગયો.
ત્યાર પછી એ જગા છોડીને, એ બિચારો અસુર અદશ્ય થયો. ૨૬

## ૩. જગત્પિતા બુદ્ધને પોતાની યોજનામાં દૃઢતા આપે છે.

( ઓલ્ડનબર્ગ 'બુદ્ધ' પૃ. ૧૩૯–૧૪૧ )

( મહાબોધ પામ્યા પછી ) જ્યારે તથાગત એકાન્તમાં બેઠા હતા ત્યારે એમના ( બુધ્ધના ) મનમાં આમ વિચાર આવ્યો:

જે ગંભીર સત્ય જાણવે કઠણ છે, સમજવે કઠણ છે, જે શાન્તિપ્રદ, ભવ્ય છે, જે સૌ વિચારો ઉપર વિજય મેળવે છે, જે ભાવનાપૂર્ણ છે, જે માત્ર ડાહ્યા જ પામી શકે, તે ગંભીર સત્ય હું પામ્યો છું. માણસ સંસારજીવનમાં રખડે છે; સંસારજીવનમાં એને એનું સ્થાન મળે છે અને એને એનો આનંદ પણ મળે છે. સંસારજીવનમાં રખડનાર, એ સંસાર-જીવનમાં પોતાનું સ્થાન પામનાર અને પોતાનો આનંદ પામનાર એ માણસને કર્મના નિયમને કાર્યકારણની સમુત્પાદ દ્વાદશનિદાન માલાને સમજવી કઠણ છે; બધા ( જન્મ આપનાર ) સંસ્કારને શમાવવાની, બધાં ઐહિકને ત્યજવાની, વાસનાઓને કાપવાની, તૃષ્ણાઓને અટકાવવાની, અંત-નિર્વાણ પામવાની વાતો સમજવી; એ તો એને બહુ જ કઠણ છે. આ જ્ઞાનનો હું જગતમાં ઉપદેશ આપું ને લોક સમજે નહિ તો મને નિરાશા થાય, શોક થાય.

એવામાં તથાગતને, કદી પૂર્વે કોઇને ન આવ્યા હતા એવા આ વિચારો અકસ્માત્ એમના મનમાં ઉદ્ભવ્યા:

મહા કઠણ સંગ્રામે મેં જે પ્રાપ્ત કર્યું, તે જગતને શા માટે પ્રકટ કરી આપવું ?
સત્ય ગૂઢ છે ઉંડાંઈવાથી ઉંડું અને તિરસ્કાર ઉત્પન્ન થાય છે.

જડમતિને એથી કંટાળો આવે છે. એનાથી એ ગુપ્ત, ગૂઢ, ઢંકાએલું છે.
સંસારવાસનાએ જેના વિચારને રાત્રિ વડે ઘેર્યા છે તેને દેખાડવું નહિ.

તથાગતે આમ વિચારીને શાન્તિમાં રહેવાનો અને જ્ઞાનને નહિ ઉપદેશવાનો હૃદય સાથે નિર્ણય કર્યો. ( જગત્પિતા ) બ્રહ્મન્ સહમ્પતિએ પોતાના વિચાર દ્વારા તથાગતના વિચાર જાણ્યા ને મનમાં બોલવા લાગ્યા:

તથાગતનું, પવિત્રતમ બુદ્ધનું હૃદય શાન્તિમાં રહેવાનો અને જ્ઞાનને નહિ ઉપદેશવાનો નિર્ણય કરશે તો જગત્ ખરે જ અસ્ત પામશે, જગત્ ખરે જ પ્રલય પામશે.

પછી બ્રહ્મન્ સહમ્પતિ બ્રહ્મસ્થાન છોડીને ચાલ્યા ને માણસ વળેલા હાથને લંબાવે કે લંબાવેલા હાથને વાળે એટલા જ સમયમાં ઉતાવળે વેગે આવીને તથાગતની સંમુખ આવી ઉભા રહ્યા. ( તથાગતને માન આપવાને માટે ) બ્રહ્મન્ સહમ્પતિએ ઉપરણો ખસેડી લેઇ પોતાનો એક ખભો ઉઘાડો કર્યો, જમણો ઢીંચણ ભૂમિએ અડાડયો, અને તથાગતની સામે હાથ જોડીને બોલવા લાગ્યા:

પ્રભુ તથાગત જ્ઞાનનો ઉપદેશ કરે, પારપૂર્ણ ભગવાન્ જ્ઞાનનો ઉપદેશ કરે. એવા કેટલાક જીવ હોય છે, જે સંસારની મલિનતાથી વિશુદ્ધ હોય છે, પણ જો એ જ્ઞાનનો ઉપદેશ સાંભળવા પામે નહિ તો નાશ પામે. ઉપદેશથી આ જીવો જ્ઞાન પામશે.

એમ બ્રહ્મન્ સહમ્પતિ બોલ્યા; એટલું બોલીને વળી પાછું આમ બોલ્યા:

મગધદેશમાં આજ ઉત્પન્ન થયા છે અશુદ્ધ જીવ, પાપી માણસોના ઉપદેશ.
જ્ઞાની; શાશ્વતનાં દ્વાર તું ઉઘાડ, પાપનાશક, જે તું જાણે છે તે સંભળાવ.
પર્વતના શિખર ઉપર જે ઉભો રહે છે એની દૃષ્ટિ દૂર દૂર બધા લોક ઉપર પડે છે.
તું પણ, જ્ઞાની, ઉંચે ચઢ, જ્યાં સત્યની ભાવના જમીનથી ઉંચે હોય,
અને ત્યાંથી, દુઃખનાશક, જન્મ જરાએ પીડાતી માણસજાત ઉપર દૃષ્ટિ કર.
ધન્ય, ધન્ય, યુદ્ધવીર, વિજય પામ, જગતમાં વિચર, પાપનાશક માર્ગદર્શક,
તારા શબ્દ ઉચ્ચાર, આર્ય! અનેક તારો શબ્દ સમજશે.

( બ્રહ્મનની ઉપર પ્રમાણેની સૂચનામાં બુદ્ધને શંકા લાગી ને માન્યું કે સત્યનો ઉપદેશ કરવો એ નિષ્ફળ પ્રયત્ન છે. છતાં યે બ્રહ્મને બીજી વાર એની એ પ્રાર્થના કરી; છેવટે એ સૂચના પ્રમાણે કરવાનું બુદ્ધે સ્વીકાર્યું. )

તેવી જ રીતે પદ્મસરોવરમાં કેટલાંક પદ્મ, કમળ ને અરવિંદ પાણીમાં જન્મ પામે છે, પાણીમાં વધે છે, પણ પાણી બહાર નિકળતાં નથી અને પાણીની અંદર જ ખીલે છે–

બીજાં કેટલાંક પદ્મ, કમળ ને અરવિંદ પાણીમાં જન્મ પામે છે, પાણીમાં વધે છે અને પાણીની સપાટીએ પહોચે છે—બીજાં કેટલાંક પદ્મ, કમળ ને અરવિંદ પાણીમાં જન્મે છે, પાણીમાં વધે છે, પાણી બહાર નિકળે છે અને એમના ફુલને પાણી સ્પર્શી શકતું નથીઃ તેવી જ રીતે, બુદ્ધની દૃષ્ટિએ તથાગતે જગત્ ઉપર નજર કરી ત્યારે એમણે કેટલાક એવા જીવ જોયા જેનો આત્મા ભૌતિકથી શુદ્ધ હતો, કેટલાક જીવોનો આત્મા શુદ્ધ નહોતો; કેટલાકની બુદ્ધિ તીવ્ર હતી, કેટલાકની જડ હતી; કેટલાક આર્ય જીવ હતા, કેટલાક અનાર્ય જીવ હતા; કેટલાક સુશ્રાવકો હતા, કેટલાક કુશ્રાવકો હતા; કેટલાક પરલોકનો ભય રાખતા, કેટલાક પાપનો ભય રાખતા. જ્યારે એમણે આ સ્થિતિ જોઇ ત્યારે એમણે નીચેનાં વચનો બ્રહ્મન્ સહમ્પતિને કહ્યાંઃ—

શાશ્વતનાં દ્વાર સર્વને માટે ઉઘડોઃ
જેને કાન છે તે સાંભળે ને શ્રદ્ધા કરે.
મારે નિરર્થક ચિન્તા ના કરવી ઘટે
જગતને હજી આર્ય શબ્દ મળ્યો નથી.

બ્રહ્મન્ સહમ્પતિએ હવે જાણ્યુંઃ તથાગતે મારી પ્રાર્થના સ્વીકારી છે; એ જ્ઞાનનો ઉપદેશ આપશે. પછી એમણે તથાગતને નમસ્કાર કર્યા અને પાછા વળીને અદૃશ્ય થયા.

* * * * *

આ ઉપરથી જોઇ શકાય છે કે પ્રલોભકની પ્રથમ કથા—અને એ બૌધ્ધ કથાઓમાં સૌથી પ્રાચીન છે—અને જગત્પિતાની કથા વચ્ચે અંદરનો સંબંધ છે. પ્રલોભકની કથામાંની માનસિક ભાવના તે જગત્પિતાની કથામાં સાકાર રૂપ ધારણ કરે છેઃ અર્થાત્ નિર્વાણનો બોધ પામ્યા પછી, એ જ્ઞાનનો જગત્માં ઉપદેશવાનો નિર્ણય બુધ્ધ કરી શકતા નથી એમને શંકા હતી, અને આ શંકાને કારણે જ પ્રલોભકની પ્રથમ કથામાં મારનું પરીક્ષણ વર્ણવેલું છે, અને એ વર્ણન એવું સાચું દેખાય છે કે જાણે બુધ્ધે કોઇ પ્રસંગે એ શંકા વિષે કશું કંઇ કહ્યું હોય એનું જાણે એ આબેહુબ ચિત્ર હોય. બુધ્ધને જગત્પિતાએ કહેલાં પહેલાં વચનો ( અને એ મૂળનાં છે, કારણ કે બીજાં તો પછીથી કાવ્યમાં ઉતારેલાં નવાં છે ), **મહાવગ્ગ** ૧ઃ ૧૧ માં વર્ણવ્યા પ્રમાણે, પ્રલોભકની કથાના મંગળાચરણમાં ફરી આવે છે અને એ રીતે જગત્પિતાની અને પ્રલોભકની એ બે કથાઓ વચ્ચે સંબંધ છે. વળી એ પણ જોવા જેવું છે જે પ્રલોભકની પ્રથમ કથામાં વર્ણવ્યા પ્રમાણે, બુધ્ધનું પરીક્ષણ ખ્રિસ્તના પરીક્ષણને બરાબર મળતું આવે છે. ખ્રિસ્તને પણ, એ જગત્માં ઉપદેશ

આપવા નિકળે તે પૂર્વે પ્રલોભકે પાછા પાડવાનો પ્રયત્ન કર્યો હતો! ઇરાની પ્રલોભકકથામાં ઝરથુસ્ત્રને પણ અસુરે તીર મારવા પ્રયત્ન કર્યો હતો તે આ કથાઓથી યાદ આવે છે, પણ આપણી કથામાં જે અંદરનો તાત્પર્ય છે, તે આ ઇરાની કથામાં નથી.

આમ ઝરથુસ્ત્રનું, બુધ્ધનું અને ખ્રિસ્તનું એ ત્રણેનાં પરીક્ષણોને એક બીજા સાથે કંઇને કંઇ સંબંધ છે; એમાં જે તફાવત છે તે મહત્વનો નથી; પહેલાં પરીક્ષણો બીજાં પરીક્ષણોમાં તરી આવે છે, પહેલાં પરીક્ષણની કથાઓ બીજાં પરીક્ષણની કથાઓમાં ઉતરી આવે છે. તે ઉપરાંત વળી આપણે જોયું એમ બુધ્ધના પ્રલોભક માર એવી ભાવનાની મૂર્તિ છે, જે ભાવના પ્રાચીન ભારત-ભાવનાના મૂળમાં છે, અને તેથી એને અનુસરીને ઇરાની પ્રલોભક હોઇ શકે નહિ. વળી કોઇ પણ કથામા 'પ્રલોભક' કે 'પ્રલોભન' શબ્દો મુકયા નથી

જુદી જુદી પ્રજાઓના ઉત્કર્ષ વચ્ચે કોઇ અમુક ગુપ્ત સંબંધ હોય એની સાબિતિને માટે, ઉપર જણાવ્યાં તેવાં છેક નહિ જેવાં સામ્યો ધાર્મિક ઇતિહાસમાંથી મળી આવે છે. ભારતની, ઇરાનની અને પેલેસ્ટાઇનની જે વિચાર સૃષ્ટિઓ આપણે સરખાવી, એનો ગુપ્ત સંબંધ બાંધનાર જો કોઇ પણ હોય તો **માત્ર માનવાત્મા જ** છે. દેશ કાળને ભેદે કરીને આ આત્મામાં પણ ભેદ પડે છે એ વાત ખરી, પણ તો ય ધર્મસંસ્થાપકો એક બીજાથી સ્વતંત્ર રીતે સમાન રૂપકો યોજી કાઢે, અને પરીક્ષણોની પાર ઉતરે એવી સમાનતા તો જુદી જુદી પ્રજામાં રહેવા પામે.



# બુદ્ધ અને મહાવીર

## ભારતના બે ધર્મસંસ્થાપકો.

---

### પૂર્વકથન

બુદ્ધ સંબંધે પુષ્કળ લખાયું છે. હર્માન ઓલ્ડનબર્ગનો લેખ છે; એ લેખ જ્યારે પ્રસિદ્ધ થયો ત્યારે હું અભ્યાસ કરતો હતો. · [illegible] .બના બુદ્ધના સમકાલીન મહાવીર સંબંધે પણ વિવેચન કરવામાં આવ્યું છે. ૧૯૧૯ ના ઉનાળામાં સ્ત્રાસબુર્ખમાંથી પલાયન કરીને ફ્રાઇબુર્ખમાં આવી વસ્યો, ત્યારે ત્યાં આપેલાં વ્યાખ્યાનો ઉપરથી–મારા માનનીય મિત્ર ફ્રીદ્રીશ કલુગેની સૂચનાથી–આ લેખ યોજી કાઢયો. એ મિત્રરાજ્યે મારા પલાયન સમયે મારો અતિથિસત્કાર કર્યો તે માટે હું એનો આ સ્થળે ઉપકાર માનું છું. નવજુગના હજીયે આ આપણા ભાગ્યહીન દૉઇચલાન્તનો હું ઋણી છું.

આ લેખ પ્રકટ થાય છે, એટલે થોડા જ વખત પહેલાં Die nonne નામે પ્રાચીન કથાનો જે અનુવાદ મેં કર્યો છે* (અને આ કથા પણ મ્યુન્શન–નૉઇબીબર્ગનાં Verlag oskar તરફથી જ પ્રકટ થઈ છે) તેને પૂર્તિ મળી છે; એ કથા મહાવીરના એક અનુયાયીએ રચી છે, અને આ લેખમાં મેં જે પૃથક્કરણ કરેલું છે તેને એમાંથી સબળ ટેકો મળી રહે છે.

ફ્રાઇબુર્ખ આઇ. બી., ૧૯૨૧ ના મધ્ય મે માસમાં.

એર્ન્સ્ત લૉઇ[illegible]

---

* ‘તરંગવતી’ ને નામે આ કથાનો જર્મનમાંથી મારો અનુવાદ રા. બબલચંદ કેશવલાલ પ્રે. મોદી તરફથી અમદાવાદમાં પ્રકટ થયો છેઃ—અનુવાદક.

# સમાવેશ.